# મતપરીક્ષા

## ભાગ પહેલો

સુરત

ગુજરાતની પુસ્તકપ્રસારક મંડળીને સારૂ છાપ્યો
૧૯૧૩

---

કિંમત ૪ આના.

# मतपरीक्षा

## બે પંડિતોનો ધર્મ વિષે સંવાદ

## ભાગ પહેલો

### હિન્દુશાસ્ત્ર સંબંધી વિવેચન

---

હિન્દી પરથી ભાષાંતર

કર્તા,

રેવ. લાજરસ તેજપાલ.

---

AN

# EXAMINATION OF RELIGIONS

## PART FIRST

A CONSIDERATION OF THE HINDU SHASTRAS

ORIGINALLY WRITTEN IN SANSCRIT VERSE

BY

JOHN MUIR, Esq., I. C S

---

Printed and Published by H R Scott,
for the Gujarat Tract and Book Society, at the Mission Press, Surat.

1913.

કિંમત ૪ આના.

# મતપરીક્ષા.

## સંવાદ ૧ લો.

### મતપરીક્ષાની યોગ્યતા વિષે.

હિન્દુસ્તાનનાં બધાં શહેરોમા કાશી (બનારસ) શહેર ઘણુ પ્રખ્યાત છે, જેની અદર મોટાં મોટાં રાજગૃહો ને ભવ્ય મંદિરો વિગેરે છે; એવાં કે, જેનાં શિખરો ગગનચુમ્બિત છે. હા, તે ઘણુજ સુદર, ને દેદીપ્યમાન દેખાય છે. એમાં ઘણા શ્રીમત લોકો, લક્ષાપતિ ને કરોડપતિ વાસ કરે છે, અને તેના પડિતોનો જશ આખા જગતભર ફેલી રહ્યો છે.

એ ધર્મક્ષેત્ર શહેરમાનો એક પડિત હતો, જેનુ નામ વેદવિદ્વાન હતું. તે એવો તો જ્ઞાની હતો કે, બધાં હિન્દુશાસ્ત્રો તે સારીપેઠે જાણુતો હતો. અને જ્ઞાની પુરૂષને શોભે એવી સભ્યતા, પરોપકારપણું, દયાગુણુ, શુદ્ધ સ્વભાવ અને નિષ્પક્ષપાત હતો; એટલે સત્ય અસત્યનો ભેદ તેની સમજ પ્રમાણે ઠીક જાણુતો હતો.

હવે એક દહાડો વસતઋતુમાં એવુ બન્યુ કે, તે પડિત મોટી સવારે ઉઠીને વિધિ પ્રમાણે સ્નાનધ્યાન વિગેરે કરી કારવીને નવરો થઇ ગગા તીરે એક પિપળાના ઝાડની છાંયે જઇ બેઠો. મધુરી મધુરી ઠડી હવાથી એનુ મન ઘણું મગ્ન થઇ રહ્યુ હતુ. એવામા કાશીનો એક સજ્જન રહેવાસી, જેનુ નામ સત્યાર્થિભાઇ હતુ તે આવીને પડિતજીની પાસે ઉભો રહ્યો. એ માણુસ પશ્ચિમ ધરતીનો એક મહાપડિત હતો. તે મહા ધર્મી જન, ને ઝીણી ઝીણી વાતોનો ખોજી હતો. તે જુદા જુદા દેશની વાતો ને મનોનો માહિતગાર પણ હતો. તે પણુ આ પ્રસગે ગગા તીરે ફરતો ફરતો વેદવિદ્વાનનો સુજશ સાંભળીને તેનીજ પાસે આવી પહોચ્યો. આદરભાવથી એકબીજાને સલામ, પ્રણુામ કરી વાતચિત કરવા લાગ્યા.

આ પ્રસગે તેમના પ્રથમ મિલાપમાં અનેક પ્રકારના વિષયો પર વાતચિતો થઇ. પરતુ આખરે બેઉ પુરૂષો, પરમપુરૂષના ખોજી (શોધક) થઇને એ ભારે વિષય પર ઉતરી પડ્યા; ત્યારે હું (લખનાર) પણુ તેમની પાસે બેસીને એ મહાભારત વાતો, ને તેમના પરસ્પરના પ્રશ્નોત્તર અને ઊંડા તર્ક સાંભળીને અતિ આનંદિત થયો. અને મેં જે સાંભળ્યુ તે હવે વિસ્તારથી લખીને પ્રગટ કરૂં છું, કે જેથી વાચનાર તથા સાંભળનારને પણ મારા જેવો મોટો લાભ થાય. પ્રભુ એ આશા પૂર્ણ કરો. આમેન.

## ગ્રંથારંભ.

સત્યાર્થિ કહે છે—ઘણા દિવસથી મેં આપની ખ્યાતિ સાંભળી છે, કે આપ બહુ ગુણીજન છો, એ માટે અત્રે આપનો મિલાપ થયાથી મને અતિ ઘણો આનદ થયો છે. આપના વિષે મારા સાંભળવામા આવ્યુ છે કે, આપ પોતાના દેશના સકળ શાસ્ત્રોમાં પુરા નિપૂણ છો, એને લીધે મારી ઇચ્છા છે કે, આપ પોતાનાં શાસ્ત્રોનુ કાંઇ વર્ણન કરી બતાવશો તો ઘણી મહેરબાની થશે.

વેદવિદ્વાન કહે છે—હા, હુ મારી બાલ્યાવસ્થાથી એ શાસ્ત્રોનો અભ્યાસ કરતો આવ્યો છું, કે જે શાસ્ત્રોને અમારા દેશના લોકો બહુજ પવિત્ર ને સન્માન્ય માને છે.

## મતપરીક્ષાની યોગ્યતા.

પુરાણો તથા ઇતિહાસો એટલે રામાયણ અને મહાભારતને પણ હુ વાંચીને મુખપાઠ કરી ચુક્યો છુ, જેથી દેવો, અને અવતારોના ચરિત્ર સારી રીતે જાણુ છું; પરતુ આ ક્ષણભગુર દેહનો અને સકળ સસારનો વિનાશ થશે, એ ધ્યાનમાં આણી આણીને હવે તો મારૂ મન વેદાન્તમા વધારે પ્રસન્ન અને સતુષ્ટ થયુ છે. કેમકે એ શાસ્ત્રમાં બ્રહ્મનું પરમજ્ઞાન વર્ણવેલુ છે; અને વળી એનાથીજ મોક્ષરૂપી ધન મળે એવું છે.

સત્યાર્થિ—આપ આ જે દેહ અને સકળ સસારના વિષયોને નાશવત ઠરાવો છો, તો મારો પણ મત એવો છે, પણ મારી સમજમાં પણ ઇશ્વરી જ્ઞાન બીજી બધી વસ્તુઓ કરતાં સર્વોત્તમ, ને મોક્ષ એ સહુથી શ્રેષ્ઠ છે. એ કારણુ માટે મારી ઇચ્છા છે કે આ મોટી વાતો વિષે આપનુ મત હુ સપૂર્ણ જાણુ; અને તેના પ્રમાણો સવિસ્તર સમજવા ચાહુ છુ. વળી પ્રથમ શાસ્ત્રનુ પુરેપુરૂં વર્ણન કરવાની આપને અગત્ય પડશે, કેમકે શાસ્ત્ર વિના ઇશ્વરી જ્ઞાન મેળવવું ઘણુ મુશ્કેલ છે. તો હવે ભરતખડમા કયુ શાસ્ત્ર પ્રધાનરૂપ કે મુખ્ય છે? અને તે કઇ રીતે સત્ય ઠરે છે એનો ખુલાસો આપ કૃપા કરીને કરશો.

વેદવિદ્વાન—વેદાદિ સઘળા શાસ્ત્ર બ્રહ્માના મુખમાથી નીકળ્યાં, અને એનાં પ્રમાણો પુરાણો કે જે જ્ઞાનનો ભડાર છે, તેમા તે વિષે ખુલ્લી રીતે લખેલું છે. જેમકે, ભાગવત પુરાણના ત્રીજા સ્કધના બારમા અધ્યાયમાં લખ્યુ છે કે—

कदाचिद्ध्यायत: स्त्रष्टुर्वेदा आसश्चतुर्मुखात्.
कथंस्त्रक्ष्याम्यहं लोकान् समवेतान् यथापुरा ॥ ३४.

અર્થ—એક સમય જગતકર્ત્તાના ચારે મુખમાંથી વેદો પેદા થયા. તે વખતે તે એવું વિચારતો હતો કે, પૂર્વની માફક લોકોનો જથો હુ કઇ રીતે ઉત્પન્ન કરી શકુ?—વળી ૩૭ ને ૩૯ મા શ્લોકમાં એમ લખ્યુ છે કે,

ऋग्यजुस्सामाथर्वाख्यान् वेदान् पूर्वादिभिर्मुखैः ।
शास्त्रमिज्या स्तुतिस्तोम प्रायश्चित्तंव्यधात् क्रमात् ॥ ३७.
इतिहासपुराणानि पञ्चमम्वेदमीश्वरः ॥
सर्वेभ्य एव वक्त्रेभ्यः ससृजे सर्वदर्शनम् ॥ ३९.

અર્થ—ઇશ્વરે પોતાના પ્રથમ મુખમાંથી ઋગ્, યજુસ્, સામ અને અથર્વ એ ચારે વેદોને, તથા શાસ્ત્ર, યજ્ઞ, સ્તુતિ, પ્રાયશ્ચિત્ત વિગેરેને એક પછી એક રચ્યા. અને ઇતિહાસ તથા પુરાણોરૂપી પાંચમા વેદને, અને છેવટે સર્વ દર્શનોને પણ બધાં મુખોમાથી બનાવ્યા.

ઓ મિત્ર, જે શાસ્ત્રોને ઇશ્વરે પોતેજ રચ્યાં છે, તેમને સત્ય માનવા માટે કોઇ પણ જાતનો સદેહ રખાય શુ ?

સત્યાર્થિ—જ્યારે કોઇ બે જણની વચ્ચે કોઇ પણ બાબતનો વાદવિવાદ કે વાંધો હોય તો ન્યાયી અધિકારી બીજા (પારકા) ની સાહેદી વગર વાદી કે પ્રતિવાદીનુ કહેવુ ખરૂ માનતો નથી. એજ રીતે પડિતજી, શાસ્ત્રોનુ સત્ય ઠરવું—તે શાસ્ત્રોના વચન માત્રથીજ સાબિત થઇ શકતુ નથી. પણ જ્યારે પ્રથમ (જુના) શાસ્ત્રનું પ્રમાણ સાબિત થઇ શકે, ત્યારેજ પાછલા શાસ્ત્રનું વચન પ્રમાણને માટે કામમાં આવે ખરૂ. એજ કારણ માટે હું આપને પુછું છું કે, વેદો વિગેરે શાસ્ત્રોના સત્ય ઠરવા પર જે શકા બૌદ્ધધર્મી વિગેરે રાખે છે, એ શકાઓ વેદાન્તીઓ કયા પ્રમાણોથી દૂર કરી શકે છે ?

વેદવિદ્વાન—બૌદ્ધ વિગેરે લોકોની જે શકાઓનું વર્ણન આપ કરો છો, તે શકા મટાડવાનાં પ્રમાણ તો છે, પણ જે શાસ્ત્રોને આખા જગતે આરભથી આજ સુધી ઇશ્વરવાણીરૂપ માની લીધાં છે તેના પર સદેહ રાખવાથી, અથવા ભ્રાંતિ રાખી દોષ મુકવાથી, અને એવાં શકારૂપ વચનો સાંભળવાથી, હે મિત્ર, શો ફાયદો થવાનો છે ? તે આપજ વિચારી જુઓ.

સત્યાર્થિ—જ્યારે આપ એમજ કહો છો કે, હિન્દુ શાસ્ત્રોને આખા જગતે સનાતન કાળથી ઇશ્વરવાણીરૂપ માની લીધાં છે, એ આપનું કહેવું બરાબર લાગતું નથી, કેમકે હિન્દુ વિના બીજા કોઇ લોકો એ શાસ્ત્રોને ઇશ્વરવાણી માનતાજ નથી. અને હિન્દુઓ વગર બીજી ઘણી જાતના લોકો આ સંસારમાં વસે છે. તે એટલે સુધી કે, જો આખા જગતના લોકોની એક હાર કરીએ તો ૧૦-૧૨ માણસને અતરે એક હિન્દુ આવે; એટલે દશમો કે બારમો ભાગ હિન્દુ માણસ છે. અને એ બીજા મોટા ભાગના લોકમાંનો કોઇ પણ હિન્દુ શાસ્ત્રને માનતોજ નથી; તો એ રીતે જોતાં એમ ન કહેવુ જોઇએ કે, આખુ જગત

સનાતન કાળથી એ શાસ્ત્રને માને છે; પણ હિન્દુઓ વિના બીજો મોટો ભાગ એ શાસ્ત્રોને માનતોજ નથી, એ આપ બરાબર જાણો છો.

વેદવિદ્વાન—પરમેશ્વરે હિન્દુશાસ્ત્રો બીજી કોઇ જાતના માણસોને માટે નથી આપ્યાં, કેવળ હિન્દુઓનેજ આપેલાં છે, એ માટે તે બીજા કોઇ લોકોને માનવાની જરૂર નથી. દરેક જાતના લોકોને માટે તેમના બાપદાદાઓને શાસ્ત્ર આપ્યુ છે, તેથી જરૂર છે કે, દરેકે પોતપોતાના શાસ્ત્રને માની તેના ફરમાવ્યા મુજબ ચાલવું. અને જે શાસ્ત્ર જે લોકોને પરમેશ્વરે આપ્યુ છે તે પર સદેહ આણવો એ મોટુ પાપ છે.

સત્યાર્થિ—આપ આ વાત ધ્યાનમાં રાખશો કે, સત્ય અસત્યનો વિચાર કરવામાં જ્યાં સુધી કોઇ પણ વિષયનુ ખરૂ જ્ઞાન નહિ મળે, ત્યા સુધી તેની ભ્રાંતિ મનમાં રહે છે, ને તે ભ્રાંતિ ભાગવા માટે કોઇ પણ પ્રમાણની અચુક જરૂર છે. એજ માટે ન્યાયશાસ્ત્રમા ચાર પ્રમાણ લખેલા છે. એટલે—(૧) પ્રત્યક્ષ પ્રમાણ. (૨) અનુમાન પ્રમાણ. (૩) ઉપમાન પ્રમાણ. અને (૪) શબ્દ પ્રમાણ. એ માટે હવે હુ આપને પુછું છુ કે, જે આપે હમણાંજ કહ્યુ તે, આ ચાર પ્રમાણોમાંનુ કયા પ્રકારનુ પ્રમાણ છે, તે કૃપા કરીને કહેશો.

વેદવિદ્વાન—ઠીક, આપે તો બરાબર કહ્યુ કે, ચાર પ્રકારનાં પ્રમાણ છે, ને મેં જે કહ્યુ કે, પોતપોતાના બાપદાદાઓને જે શાસ્ત્ર આપ્યુ, તે પર સ્થિર રહેવુ જોઇએ, એજ શબ્દ પ્રમાણ છે, કેમકે ન્યાયશાસ્ત્રમાં લખ્યુ છે કે,—

आप्तवाक्य शब्दः એટલે શબ્દપ્રમાણ એ હરકોઇને પણ ભરોસા યોગ્ય પ્રમાણ છે વળી એમ પણ લખ્યુ છે કે,—

वाक्यं द्विविधं वैदिक लौकिकञ्च ।
वैदिकमीश्वरोक्तत्वात्सर्वमेव प्रमाणं ।
लौकिकंतु आप्तोक्तं प्रमाणम् ॥

અર્થ—વાક્ય બે પ્રકારનાં છે. (૧) વેદિક ને (૨) લૌકિક. વૈદિક તે ઇશ્વરનુ છે માટે તે પોતેજ હમેશાં પ્રમાણરૂપજ છે; પણ લૌકિક જ્યારે કોઇ પણ વિશ્વાસલાયક વાત હોય, ત્યારેજ તે પ્રમાણરૂપ છે. એજ રીતે આપણા પૂર્વજોનાં શાસ્ત્રને વૈદિક વાક્ય માનવુ એ શબ્દપ્રમાણ કહેવાય, ને એ વાજબી છે. કેમકે જોકે બાપદાદાઓનુ વચન તે લૌકિક વાક્ય છે, તો પણ "आप्तोक्त प्रमाण," એટલે વિશ્વાસ લાયકનું વચન હોવાથી ખરૂ ને સત્ય ઠરે છે.

સત્યાર્થિ—શું આપ એવું માનો છો કે દરેક માણસે પોતાના પૂર્વજોનાં બધાં વચન બધી બધી વાતે વિશ્વાસ યોગ્ય ને ભૂલ વિનાનાં સમજવાં જોઇએ?

કેમકે એ રીતે બાપદાદાનાં વચનો વૈદિક વાક્યના જેવાંજ ઠરે છે; ને પૂર્વજ તે પોતે ઇશ્વરની જગ્યાએ ઠરી ઇશ્વરજ બની બેસે છે. અને એવી હાલતમાં પછી વેદોનો શો ખપ રહ્યો?

વેદવિદ્વાન—નહિ, નહિ, બાપદાદાઓનું વચન લૌકિક વાક્ય છેજ, કેમકે બાપ પણ પોતાના પુત્ર જેવો થઇને ભૂલમા પડતો હતો; તોપણ બાપનુ સન્માન કરવુ જોઇએ, એમ કહેલુ છે; તોપણ બીજી બધી વાતોમા વિચાર કરીને, કે તે વાજબી છે કે નહિ તે તપાસવુ, પણ શાસ્ત્ર અને ધર્મની બાબતમાં તો પિતાનુ વચન ભરોસા લાયક ન હોય તો બીજા કોનુ વચન ભરોસાલાયક થઇ શકે?

સત્યાર્થિ—આપ એ વાતનો ખુલાસો કરશો કે, જ્યારે બીજી બાબતમાં વિચાર કર્યા વગર બાપદાદાઓનુ વચન વિશ્વાસલાયક અને અચુક ઠરી નથી શકતુ, તો શાસ્ત્ર અને ધર્મની બાબતમા કેમ કરીને સત્ય ઠરી શકશે? અગર જો એમજ હોય તો સત્ય ને અસત્ય એ બેઉ ખરાજ ઠરશે; કેમકે એ સ્પષ્ટજ છે કે, કેટલાકના બાપદાદા તો નાસ્તિક છે, ને જો બાપદાદાઓનાં વચનો સત્ય ઠરે છે તો નાસ્તિક મત પણ સત્ય ઠરે છે, ને નાસ્તિકના છોકરાએ તેમના મત પ્રમાણે ચાલવુ ઉચિત છે. પણ કોણ સમજુક માણસ એ વાત માની શકે? મારા ધાર્યા પ્રમાણે કોઇ નહિ માને.

વેદવિદ્વાન—તમારૂ કહેવુ તો વાજબી છે કે, નાસ્તિકનાં છોકરાંએ તેના બાપદાદાઓના કહ્યા પ્રમાણે ચાલવુ એ તો બહુજ ખોટુ છે, પણ જો એમ બધા પોતપોતાના બાપદાદાઓના ધર્મ વિષે પુછવા માડે, ને પ્રમાણ માગે, તો શુ એ રીત મોટા અધર્મનુ કારણ થઇ નહિ પડે?

સત્યાર્થિ—અગર જો ધર્મ સત્ય અને શાસ્ત્ર ખરૂ ને પ્રમાણિક છે, તો એ વાતની પુરેપુરી તપાસ કરીને જેવુ છે તેવુ પ્રગટ કરવુ, એમાં અધર્મ શેનો? એથી ઉલટુ મારી સમજ પ્રમાણે, જે ધર્મ અને શાસ્ત્ર ખરાખોટાની પારખ કરવા મના કરે છે, તે ધર્મને જો શબ્દપ્રમાણ લગાડીએ તો તે ધર્મ ને શાસ્ત્ર બીલકુલ અધર્મ અને અસત્ય છે એવું સાફ જણાઇ આવે છે. કેમકે ધર્મ અને શાસ્ત્રનો હેતુ એજ કે, માણસની બગડેલી સ્થિતિને સુધારવી, ને પરલોકને સારૂ તેને તૈયાર કરવું. એ કારણ માટે જે ધર્મ ને શાસ્ત્ર પરમેશ્વરે આપ્યુ હોય તે તેની બુદ્ધિ, પ્રકૃતિ, અને ગુણ સ્વભાવને વિરૂદ્ધ હોવુ ન જોઇએ. પણ એવુ હોવું જોઇએ કે, જેના બોધના અભ્યાસે કરીને તેના આત્માનો સુધારો થાય. કેમકે માણસની બુદ્ધિ (સ્વાભાવિક જ્ઞાનપ્રકાશ) પણ પરમેશ્વરનુ એક કૃત્ય છે. અને એવું તો કદી થઇ શકેજ નહિ, કે પરમેશ્વર જે ધર્મ ને શાસ્ત્ર આપે તે તેના કૃત્યને વિરૂદ્ધ હોય! સર્વજ્ઞ પરમેશ્વર કોઇ પ્રકારની વિરૂદ્ધતા થવા દેતોજ નથી.

એ માટે ખરા મતની પરીક્ષા કરવા સારૂ સદ્બુદ્ધિનો ઉપયોગ કરવો, ને બુદ્ધિવડે સત્ય પ્રમાણુ શોધી કહાડવા એમાં અધર્મ નથી, પણ ઉલટું ધર્મનુ મૂળ રહેલુ છે; કેમકે પરમેશ્વર પોતે સત્ય છે, ને સત્યથીજ પ્રસન્ન થાય છે. અને સત્યાસત્યનો શોધ ને વિચાર કરવા માટે બુદ્ધિનો ઉપયોગ કરવો એજ માણુસ જાતને શોભે છે.

વેદવિદ્વાન—આપનું બોલવુ કદાચ સાધારણુ માણુસોને માટે ઠીક નહિ પડે, પણુ આપની સાથેના સવાદમાં મને કશી હરકત નથી, કેમકે ન્યાયશાસ્ત્રનો ટીકાકાર વિશ્વનાથ પડિત એમ કહે છે કે, ॥वादाधिकारिणस्तु तत्त्वबुभुत्सव:॥ એટલે વાદવિવાદ કરવાને લાયક એ સજ્જન છે કે, જે કેવળ તત્ત્વસાર જાણુવાનીજ ઇચ્છા રાખે છે પણુ જેમ આપે આગળ કહી દીધુ છે તેજ પ્રમાણે આપણે આપણી સદ્બુદ્ધિનો ઉપયોગ સારી રીતે કરીએ, નહિ તો સત્યરૂપી રત્ન મેળવવાની ઇચ્છા અમથી થશે, ને મતામતિના મહાસાગરમા ડુબકીઓ ખાઇ ખાઇને થાકી જઇશુ.

સત્યાર્થિ—હે જ્ઞાની મહાત્મા, એ બાબતમાં આપનુ કહેવુ મને બહુજ વાજબી લાગે છે. અને સત્યનો શોધ કરવા સારૂ એજ મત રાખવો બહુ જરૂરનો છે, કેમકે આખા જગતમાં તરેહ તરેહનાં મતો ચાલે છે એ આપણે જાણીએ છીએ, અને જ્ઞાની લોકો એ મતોનાં અનેક કારણો જાણે છે, જેમકે—

(૧) માનસિક બુદ્ધિમાં જ્ઞાનશક્તિ છે, તો પણુ એ શક્તિ પોતાની પ્રકૃતિના માપ ઉપરાત છે તેજ કારણુને લીધે ભારે માર્મિક વિષયોને સપૂર્ણુ રીતે સમજી શકતી નથી. એજ સબબથી એવા વિષયોની જુદી જુદી સમજ માણુસોમાં માલમ પડે છે.

(૨) જે માણુસોમા સાધારણુ માણુસ કરતા વધારે તર્કજ્ઞાનથી વિચાર કરવાની શક્તિ છે, તે છતાં કોઇ ભુડી ઇચ્છાના કારણથી તેમની સારી બુદ્ધિ બગડી જાય છે, ને કોઇ કોઇ વાર મોટા જ્ઞાની ને પડિત લોકો પણ, કામ, ક્રોધ, ને દ્વેષાદિને આધીન થઇ કાંઇ મતલબ સાધવાના ઇરાદાથી, એક એવા પક્ષ (મત) ને માની લે છે કે, જે વિષે વિચાર કરવાથી તે મહા દોષિત ને અતિ અધર્મરૂપ ઠરે છે. આ વાતોનો અર્થ સ્પષ્ટ કરવા માટે હુ બેએક દાખલા દઉં તો વધારે સાફ ખુલાસો થશે, જેમકે—

કોઇ એક જુવાન વેશ્યાઓના ફદમાં પડીને અતિશે ભ્રષ્ટ થઇ ગયો છે, તો હવે તેના આ આનદ ને મોજમઝા કરવામા જેથી અટકાવ થાય, તેનો તે પુરો દ્વેષ કરે છે. અને ઇશ્વરોક્ત શાસ્ત્રમાં આવી દુષ્ટતાની સખત મના કરેલી છે, એટલુજ નહિ પણ તેનુ ફળ નરકમાં બિહામણો દડ ભોગવવો પડશે એવુ ખચિત બતાવેલુ છે. તો એ કારણથી પેલો દુષ્ટ જુવાન, જ્યારે શાસ્ત્રનો આવો

સખત નિષેધ ને અનત સજા વિષે સાભળે છે, ત્યારે પોતાના ભુડા કામથી મોહિત થઇને જે શાસ્ત્ર તેના આનદને રોકે છે, તેનો તે પુરો દ્વેષ કરે છે. વળી જ્યારે તેના મનમાં, કોઇ કોઇ વાર આવનાર દુ ખોનુ સ્મરણ આવે, ત્યારે તેના આનદનો શોક થઇ જાય છે. તે વખતે તેના મનમા એવો વિચાર આવે છે કે, જો હુ નાસ્તિક મતને પકડું તો મારા મોજશોખને કશો અટકાવ નહિ થાય, અને તે ઇશ્વરોક્ત શાસ્ત્રને હલકુ ગણી તેનો ત્યાગ કરવા ચાહે છે. એવા પ્રસગમાં જ્યારે તે ઇશ્વરોક્ત શાસ્ત્રનાં પ્રમાણ શોધવા માડે તો પોતાના દુર્મતને લીધે તેનો ખરો વિચાર શા રીતે કરી શકે?—અને એવીજ રીતે કેટલાએક માણસો ક્રોધાદિ દુર્ગુણો કે જે માણસની સદ્બુદ્ધિને બગાડી નાખે છે, તેને સ્વાધીન થઇને ઇશ્વરી સત્ય શાસ્ત્રનો ત્યાગ કરે છે.

વળી બીજુ એક દ્દષ્ટાંત સાંભળો. ધારો કે કોઇએક કામાતુર માણસ હોય, ને દાનપુણ્ય અને સ્નાનાદિ કરવાથી તે પાપો નિવારણ થાય છે, ને દુષ્ટતાથી છુટકો મળે છે, એવુ જે શાસ્ત્રમાં દર્શાવેલુ છે, તેને ભુડાઇમાં ટેકો આપે છે ને તે ભુંડાઇ કરવામાં આનદિત રહે છે. એવા શાસ્ત્રને છોડવાનુ મન કેમ થાય? થતું નથી. પણ ઉલટુ ચુસ્તપણાથી તેને વળગી રહે છે, કારણ કે તે શાસ્ત્ર તેના મનોભાવને ગમતુ છે. પછી તે છેક ખોટું હોય તો પણ તેને તજવાનું મન તે નહિ કરે.

વળી જે માણસ પોતાના સ્વદેશી શાસ્ત્રને છોડી બીજા કોઇને માને તો બહુધા તેના સ્વદેશી લોકો તેની બહુજ નિંદા કરે છે; એને લીધે હમેશાં તેઓ અન્યદેશી શાસ્ત્રનો દ્વેષ કરે છે. અને જો કે તે સત્ય હોય તો પણ તેની સત્યતા શોધવા કે જાણવા તેઓ ચાહતા નથી. અથવા થોડુ કાઇ જુએ, જાણે તો પણ લોક નિંદાને લીધે તે કેવળ ભૂલ કાઢવા, ને વાધો લેવા વાંચે છે, પણ તેની સત્યતાનો વિચાર નહિજ કરે. પછી જો કે તે અન્યદેશી શાસ્ત્ર ઘણાં મજબુત પ્રમાણોથી સત્ય ઠરેલુ હોય તો પણ મતવાદને લીધેજ તે ખરા શાસ્ત્રનો પણ અગીકાર નહિજ કરે.

અને વળી જે કોઇ પોતાની બાલ્યાવસ્થાથી કોઇ ધર્મમાં રહ્યો હોય તે પરના પ્યારને લીધે પણ તેઓ તેને છોડવા બીલકુલ ચાહતા નથી. જેમકે, કોઇ મા પોતાના લુલા લગડા, કાળા કુબડા બાળકને પણ બહુ સુદર જાણે છે, ને પ્રેમથી તેનુ આલીગન કરે છે, તેમજ તેઓ પોતાના ધર્મને પણ પછી જો કે તે તદન ભુંડો ને બીભસ્ત હોય તો પણ તેને તેઓ દોષ દઇ શકતા નથી જેમ કોઇ પોતાની મા ડાકણ હોય તો પણ ડાકણ ન કહે તેમ. જો કે સ્વદેશી શાસ્ત્ર સત્ય પ્રમાણોથી ખરૂ સાબિત ન થાય તો પણ તેનુ ખોટાપણુ જાણ્યા છતાં પણ તે પકડી રાખશે; એવો મત હાલના જમાનામાં છે. એ માટે ઓ પડિતજી, આપણને જરૂર છે કે, આ સવાદમાં સત્ય શોધવાની અભિલાષા રાખીને સત્યનો શોધ કરવો જોઇએ.

વેદવિદ્વાન—બધા વિવાદોમા બુદ્ધિવાન માણુસ બહુ સાવધાની સાથે ચાલશે, કેમકે ખરી ને સત્ય વાત મેળવવામાં અનેક હરકતો આવી પડે છે. જે કાઇ તમે હમણાં કહ્યુ છે તે બધુ ખરૂ ને વાજબી છે, ને તમારે ખચિત જાણવુ જોઇએ કે, હું એ વાત સમજું છુ. સત્ય અને નિર્મળ જ્ઞાન મેળવવુ એ હુ પણ અત્યત જરૂરનુ કામ જાણુ છુ. એના વગર આપણને અહી અને પરલોકમાં પણ મોટી હાની થશે. એ માટે આપણને ઉચિત છે કે, બુદ્ધિરૂપી આખો પરમેશ્વરે આપણને આપી છે, તે વડે સત્યનાં સાચાં મોતીને મોટી મહેનતે મેળવી લઇએ. પણ હવે તો દહાડો ઘણો ચઢી ગયો છે ને તાપથી આપણને બહુ ઘામ થાય છે, એ કારણુ માટે હુ આપની પાસે રજા માગુ છુ, ને જો આપની મરજી હોય તો સાંજની વખતે સૂર્યાસ્ત થયા પહેલા આપણે ફરી આ ભારે વાતોનો સવાદ ચલાવીએ.

એ પછી તે બેઉ પડિતો પોતપોતાને રેહેઠાણે ગયા, ને હુ પણ પોતાને ઘેર ચાલ્યો ગયો.

---

## સંવાદ ૨ જો.

### વેદો વિષે.

તેજ દિવસે સાજની વખતે સૂર્યાસ્ત થવા પહેલા હુ ફરી તે ઠેકાણે જઇ પહોંચ્યો. ત્યાં જઇને મેં જોયુ કે, એ બેઉ પડિતો તેજ પિપળાની છાંયામા બેઠેલા, ને વાતચિત કરતા હતા. ત્યારે હુ પણ તેમને સલામ કરીને તેમની રજા લઇ તેમની પાસે સાભળવા બેઠો, ને આગળની રીત પ્રમાણે તેમનો સવાદ શ્રવણ કરવા લાગ્યો.

સત્યાર્થિ—સવારના સવાદથી જાહેર થયુ છે કે, આપણ બન્ને જણ સત્યનો શોધ કરવો એ અગત્યનુ કામ સમજીએ છીએ, ને એ પણ સમજીએ છીએ કે, બુદ્ધિની નબળાઇના કારણથી, ને મનની પક્ષાપક્ષીને લીધે એ કામ હમેશાં ઘણુ અઘરૂં થઇ પડે છે. એને લીધે મારી સમજમાં એ ઠીક લાગે છે કે, આપણા સત્ય સવાદના આરભ પહેલા આપણે સર્વસમર્થ પરમેશ્વરની પ્રાર્થના કરીએ, કે જેથી તે આપણા મનોને સત્યના શોધમાં તત્પર કરી સત્યની ભણી આપણાં મનોને દોરે.

સત્યાર્થિ પ્રાર્થના કરાવે છે—

ઓ પરમાત્મા, તુ એકલોજ અનાદિ સિદ્ધ પરમેશ્વર છે, ને સપૂર્ણ જ્ઞાનનો ઝરો તે તુ એકલોજ છે. દયાની આખથી અમ અજ્ઞાનીઓ પર જો. હે સ્વામી, સત્યના શોધમાં અમારી સહાયતા કર, કેમકે, તારા બતાવ્યા વિના અમે સત્ય પામી શકવાના નથી, માટે તુ અમારા મન પર સત્યનો પ્રકાશ પાડ તથાસ્તુ.

હવે સત્યાર્થિ વેદવિદ્વાનને પુછે છે કે.—

હે પંડિતજી, હવે આપ મને બતાવશો કે, વેદોના સત્ય ઠરવા સંબંધી જે શંકાઓ બૌદ્ધધર્મીઓ વિગેરે લોકો રાખે છે, તમે કયાં પ્રમાણોથી તે દૂર કરી શકો છો? યાને વેદો કઇ રીતે સત્ય અને ઇશ્વરોક્ત શાસ્ત્ર ઠરી શકે છે, તે જણાવશો.

વેદવિદ્વાન—વેદો આરંભથીજ અનાદિ ગણવામાં આવેલા છે ને આજ સુધી એ વાત જગત પ્રસિદ્ધ છે. એનો કર્તા કોઇ માણસ છે એવું જગત જાણતું નથી, ને સંસારમાં તેના કર્તાનું સ્મરણ રહ્યું નથી, એને લીધે કે, તેની લૌકિક ઉત્પત્તિ નહિ થવાથી પંડિત લોકોએ અનુમાન કર્યું કે તે અનાદિ, ને બ્રહ્માના મુખમાંથી ઉચ્ચારેલા છે, એવું માન્યું ને મનાવ્યું, અને માનવામાં સમ્મતિ આપી. વેદોના કોઇ કોઇ ભાગમાં દુનિયાદારીની વાતો આવે છે, પણ તેથી તેના અનાદિપણામાં કશો દોષ લાગતો નથી. અથવા તો કાઠક વિગેરેમાં માણસોના નામ હોવાથી પણ કાંઇ સંદેહ આવતો નથી. કેમકે વેદોનો જે જે ભાગ પૂર્વકાળે કોઇ પ્રખ્યાત મુનિથી અભ્યાસ કરવામાં આવ્યો તેના પરથી એ ભાગ તે મુનિને નામે ઓળખાતો હતો, એ કારણને લીધે પૂર્વમીમાંસાના સૂત્ર કર્તા જૈમિની વેદનું અનાદિ હોવું આ સબળ પ્રમાણોથી સાબીત કરે છે. એટલે—

वेदाश्चैके सन्निकर्ष पुरुषाख्य:। आनित्यदर्शनाच्च।

उक्तन्तु शब्दपूर्वत्वम्। आख्या प्रवचनात्॥ परतु श्रुति सामान्यम्॥

અર્થ—કોઇ કોઇ એવી શંકા કરે છે કે, વેદો નવા છે (વેદોને આરંભ છે), કેમકે તેના ભાગો કાઠક, ગૌતમ ઇત્યાદિ માણસોના નામથી ઓળખાય. વળી તેમાં જનમેજય વિગેરે અનીતિવાન માણસોની કથા આવે છે. પરંતુ વેદોનું અનાદિ હોવું એ તો હું પ્રથમથીજ સાબીત કરી ચુક્યો છું. અને વેદના કેટલાક ભાગો જે કે, કાઠક વિગેરે નામે કહેવાય છે, એનું કારણ તો આ છે કે, કાઠક વિગેરે માણસોએ તેના ભાગને પ્રથમજ વાચીને તેનો અભ્યાસ કર્યો તે માટે તેમના નામથી વર્તાય છે. અને જનમેજય વિગેરેની વાત જે વેદોમાં આવે છે તે તો ખરેખર માણસનાં નામ નથી પણ કોઇ પદાર્થનાં નામ દેખાડવામાં આવેલાં છે. એજ રીતે બીજાં બધાં શાસ્ત્રો પણ જ્યારે મુનિ લોકો બ્રહ્માના મુખથી પામ્યા હતા, ત્યારે એક પછી એક એમ અનુક્રમે પોતાના શિષ્યોને આપ્યા. એ રીતે સંપૂર્ણ શાસ્ત્રનો સંગ્રહ પરમ્પરાથી મળ્યો, એવું હમેશથી બધા માનતા આવ્યા છે. અને એ પણ પરમ્પરાથી માનતા આવ્યા છે કે, સકળ શાસ્ત્ર બ્રહ્માના મુખમાંથી નીકળ્યાં છે, ને તે ઇશ્વરોક્ત શાસ્ત્ર મનાય છે. એ રીતે સંપૂર્ણશાસ્ત્રો ઇશ્વરીય, ને સત્ય ઠરાવવાં એ શબ્દપ્રમાણથી સાબિત થાય છે.

સત્યાર્થિ—આપ આ વાત બરાબર સ્મરણમા રાખશો કે, "आप्तवाक्यम् शब्दः" એટલે શબ્દપ્રમાણ વિશ્વાસયોગ્યનું વચન છે. અને જ્યાં સુધી આ વાત પુરેપુરી રીતે સાબિત ન થાય કે બોલનારો તે વિશ્વાસલાયક છે કે નહિ, ત્યાં સુધી કોઇ બુદ્ધિવાન માણસ તેના બોલવા પર ભરોસો રાખતો નથી. હાલના જમાનામાં કોઇપણ શાસ્ત્રનો કર્તા જીવતો નથી, કેમકે તેઓ બધા ઘણા કાળથી પરલોકમાં ચાલ્યા ગયા છે. એને લીધે પરમ્પરાની વાત વગર તેનુ વૃત્તાંત કોઇ જાણી શકતુ નથી. પણ જ્યાં સુધી તેની ખરી તપાસ ન કરીએ, ને સત્યાસત્ય પારખી ન લઇએ, ત્યાસુધી એવી પરમ્પરાની વાત પર ભરોસો કરવો, એ કોઇ બુદ્ધિવાન માણસનું કામ નથી. કેમકે એ તો ઉઘાડુંજ છે કે, ઘણીખરી વાતો, અને કથાઓ કેવળ કલ્પિત, ને ગપાષ્ટક છે, અને જો કે તે પરમ્પરાથી ચાલી આવી છે, ને લોકોમા પ્રખ્યાત થઇ પડી છે ખરી, તોપણ તે વિશ્વાસ લાયકની વાત નથી. કેટલાક અજ્ઞાન, ને અવિચારી લોકો તે એકદમ માની તેના પર ભરોસો રાખી "હરે, હરે" બોલે છે, પણ કેટલાક જ્ઞાની ને વિચારવત લોકો તે વાત પર વિચાર કરીને તેઓ ખરીને ખરી, અને ખોટીને ખોટીજ જાહેર કરે છે; એટલે એવી કોઇ પણ કથાઓ તો છે, કે જેની ઉત્પત્તિ કોઇ ખરી વાત પરથી થઇ હશે, તોપણ કાળાંતરે તે બદલાઇને છેક રૂપાતર પામે છે. જેમકે કોઇ જળધારા નિર્મળ ઝરામાથી નીકળે છે. નીકળતા તેનુ પાણી ઘણુ સ્વચ્છ વ્હેતુ વ્હેતુ જાય છે. પણ નીચે ઉતરતાં તે જોરથી વહીને થોડીજ વારમાં તે માટી, ને કીચડ કચરાવાળુ થઇ છેક મેલુ દાટ થઇ જાય છે. એજ રીતે વાર્તા ને કથાઓની ધારાઓ પણ જો કે મૂળ બોલનારના ઝેરારૂપી મુખમાંથી સ્વચ્છ કે નિર્મળ નીકળી હશે, તોપણ તેમા પાછળથી મિથ્યા અને કલ્પિત કહાણીઓનો ભેળ મળવાથી મૂળ સત્યતાનુ રૂપ બદલાઇને સ્વાર્થના કળણમાં દટાઇ ગયુ. એ કારણ માટે, ઓ પડિતજી, વિચાર કરો કે, એ જે વાત આ દેશમાં ફેલી ગઇ છે કે, વેદો અનાદિ ને સત્ય ઇશ્વરોક્ત શાસ્ત્ર છે, ને બ્રહ્માના મુખમાંથી નીકળ્યા તેથી તે ઇશ્વરવાણીરૂપ છે, શુ એ કહેવુ સત્ય કે અસત્ય છે? તે આપ બતાવશો.

વેદવિદ્વાન—આ બાબતમાં હુ પરમ્પરાની વાત પર ભરોસો રાખુ છુ, કેમકે તે આજ સુધી ભરતખડમા મનાતી આવેલી વાત છે. અને જો એ બાબતમાં આપનો કાઇ જુદો વિચાર હોય તો તે મને બતાવશો. પરતુ પરમ્પરાની વાતને મુકી બીજા પ્રમાણોનુ મે જે વર્ણન કર્યું તેનો આપ શો ખુલાસો કરો છો વારૂ?

સત્યાર્થિ—પરમ્પરાની વાતોને મુકીને આપે બે બીજી બાબતોનું વર્ણન કર્યું, પરતુ મારી સમજમાં એ પણ વિચાર કરવાથી સત્ય ઠરી શકતી નથી. જેમકે, "જૈમિનિના સૂત્રનો શબ્દ અનાદિ છે." જો કે એ વાત ખરી હોય તો

પણ વેદોનું અનાદિ થવુ તે માત્ર એટલાજ પ્રમાણથી સાબિત થઇ શકતું નથી. કેમકે જેવી રીતે વેદોનો શબ્દ પરમ્પરા છે, તેવીજ રીતે બધાં શાસ્ત્રો અને પુસ્તકોનો શબ્દ પણ પરમ્પરા છે. એટલે એ પુસ્તકો કે જેમાં વેદોનું ખંડન થાય છે, તેવીજ રીતે તે પુસ્તકોનું પણ ખંડન થાય છે. તો પછી વેદોના શબ્દનુ શી રીતે અનાદિપણુ સાબિત થઇ શકે? એ વાતનું કોઇ મજબુત પ્રમાણ મળતું નથી, એટલે શબ્દનુ પેદા થવુ ખુલ્લેખુલ્લું દેખાય છે, તો પછી તેનું અનાદિપણું ક્યાં રહ્યુ વારૂ? જે ઉત્પન્ન થયુ તે અનાદિ કેમ કરીને કહેવાય?

વેદવિદ્વાન—આપનુ આ કહેવું તો અન્નભટ નૈયાયિકના પ્રમાણ જેવું છે. તેણે એમ કહ્યું છે કે,—

मूल।

साध्याभावव्याप्यो हेतुर्विरुद्ध : यथा शब्दोनित्य :
कृतकत्वादिति कृतकत्व हि नित्यत्वाभाविना नित्यत्वेन व्याप्तम्।

અર્થ—વિરૂદ્ધ હેતુ એ કહેવાય કે, જેમાં હોવાપણાનો અભાવો વ્યાપી રહેલો છે. જેમ શબ્દ અનાદિ છે તેમ, કેમકે તે કાર્યકારક (કરેલો) છે તેથી આ ન્યાયની અદર "कृतकत्व" (કાર્યત્વ કે કરેલો) હેતુ એ છે કે, એ અનાદિનો અભાવ રાખે એને લીધે તે વિરૂદ્ધ કહેવાય છે.

અને હુ માની લઉં છું કે, આ પ્રમાણનો કોઇ બીજો ઉત્તર થઇ શકતોજ નથી. હવે જ્યારે વેદોનો કર્તા કોઇ દુનિયાઇ માલમ પડતો નથી તો પછી બ્રહ્મા વિના એનો બીજો કોણ કર્તા હોઇ શકે?

સત્યાર્થિ—વેદોના કર્તાનું સ્મરણ જગતમાં ન રહ્યાથી તે ગ્રન્થોનું પ્રાચિનપણું તો જણાય છે ખરૂ, પણ તેથી તેનું અનાદિપણુ સાબિત થઇ શકતુંજ નથી. જેમ કોઇ એક ઘરનો કર્તા હતો ખરો, પણ તેને કોઇ જાણતું કે ઓળખતુ નથી કે તે કોણ હતો. તોપણ એ કારણથી કોઇ એવુ અનુમાન નહિજ કરે કે, તે ઘર અનાદિજ છે, અથવા તો તેનો કર્તા બ્રહ્મા હતો. આપ જાણો છો કે, કાશીથી ચારેક ગાઉ ઉપર એક સારનાથનુ સ્થાનક છે ત્યાં ઘણાં ઘરો, સ્તંભો, મદિરો, ને મૂર્તિઓ વિગેરે નજરે પડે છે અને કોઇ નથી જાણતું કે એનો બાંધનાર કોણ હતો. એની બાંધણીથી નક્કી જણાય છે કે, એના બાંધનાર બૌદ્ધધર્મવાળા હશે; કેમકે એક વખતમાં એ લોકો બહુ પ્રબળ થઇ ફેલી ગયા હતા. પણ કયા કયા પુરૂષ એના બાંધનાર હતા, ને તેમનાં નામ શું, એ કોઇ નથી જાણતું. તોપણ આપ એમ નહિજ માનશો કે, સારનાથ નગર અનાદિ હતું, અથવા એના કર્તા બ્રહ્મા હતા. તેમજ ધર્મગ્રન્થોની બાબતમાં પણ એવીજ રીતનો વિચાર કરવો ઉચિત છે.

વેદવિદ્વાન—જે આપ કહો છો કે, સારનાથની બાંધણી ઉપરથી ખાતરી થાય છે કે, તેના બાંધનાર બૌદ્ધમતવાળા હતા, એટલે તમે તેની બાંધણીના કાઇ કાઇ લક્ષણોથી એના કર્તાનું અનુમાન કરો છો, તેમજ શું વેદોની બાબતમાં પણ એવીજ રીતે કર્તાને શોધી કાઢવો ઉચિત નથી શું?

સત્યાર્થિ—ખચિત, એવી રીતે અનુમાન કરવું બહુજ અગત્યનું છે ખરૂં, પણ એવી અટકળ કર્યાથી વેદોનો કર્તા ઇશ્વર થઇ શકતો નથી, ને વેદો પણ અનાદિ થઇ શકતા નથી. કેમકે જે જે લક્ષણો એમાં મળી આવે છે, એથી ખાતરી થાય છે કે, વેદોના કર્તા માણસ હતા. જે માણસો વેદોનું કથન કરનારા હતા તેમણે "વેદાનુકરણી" નામે પ્રાચીન ગ્રન્થમાં પોતાનુ નામ વેદોના ઋષિ નામે ઓળખાવ્યુ છે. તેઓજ એ વેદોના પ્રથમ કર્તા હતા. કેમકે જો તેઓ એ મન્ત્રોના કર્તા ન હતા, તો શા વાસ્તે જુદા જુદા મન્ત્રો તેઓને નામે કહેવાય છે? અગર જો આપ એમ કહેશો કે, એ ઋષિઓ મન્ત્રોની દર્શિ કરનારા એટલે જોનારા હતા, પણ તેઓ પોતે મન્ત્રોના રચનાર ન હતા, તો એનો જવાબ એ છે કે, વશિષ્ઠ અને વિશ્વામિત્રાદિક જેઓ મન્ત્રોના ઋષિઓ કહેવાય છે તેઓ મન્ત્રોમા કોઇ કોઇ જગ્યાએ પોતાનુ પણ વૃત્તાંત કહે છે, ત્યારે તેઓ મન્ત્રોમાં પોતાની જીંદગીનો હેવાલ જણાવે છે. ત્યારે તેથી ખુલ્લેખુલ્લુ જણાય છે કે વેદોના મન્ત્રો તેમણેજ રચ્યા છે, એમાં શક નથી. વળી, તેમના મન્ત્રોમા ઘણાક રાજાઓના નામ, જાત જાતના લોકો, જેવાકે,-દસ્યુ, તસ્યુ ઇત્યાદિ, અને વળી બહુ બહુ ઇતિહાસો, લડાઇઓ (યુદ્ધો) તથા નદીઓ, દેશો, સ્થાનો ઇત્યાદિ આવે છે, જેઓ કદી અનાદિ ન હતાં. એ બધાની વાતો વેદોમા આવે છે તો કેવી રીતે વેદો અનાદિ ઠરી શકે? જો વેદોમા પુરૂષો, સ્થળો વિગેરેનાં વૃત્તાંતો આવે છે તેને કોણ બુદ્ધિમાન માણસ અનાદિ કહી શકે? એ વાત સબધી મીમાસાવાળા લોકો જવાબ આપે છે કે, વેદોમાં જે જે દેશોના નામ, અને પુરૂષો, સ્થળો, નદીઓ વિગેરેનાં નામ નજરે પડે છે, એ કાંઇ ખરેખર તે વસ્તુ કે જનનાં નામ નથી. પણ બીજી બીજી વસ્તુઓનો અર્થ દેખાડવા સારૂ ઉપમારૂપી છે. પણ એ વાત એવી તો પ્રમાણ અને પાયા વગરની છે કે, કોઇ સદ્‌વિવેકી જન એનો સ્વીકાર નહિજ કરે. પણ ઉઘાડુંજ જણાય છે કે, પડિત લોકોએ પોતાનુ પ્રતિપાલન કરાવવાના હેતુથી એવી કલ્પના કરી છે.

વેદવિદ્વાન—આપનાં કહેલાં પ્રમાણોથી નક્કી એ સાબિત થાય છે કે, વેદો અનાદિ નથી, અને એમજ વેદાંતિઓ, તથા ન્યાયીક દર્શનવાળા એ બન્ને એ વાત માને છે. તેઓ કહે છે કે, દરેક સૃષ્ટિની શરૂઆતમાં ઇશ્વર વેદો બનવો છે. અને એ વાતનુ એવુ પ્રમાણ બતાવે છે કે, ઇશ્વરના સામર્થ્ય, અને અનન્ત બુદ્ધિ વિના એવુ મોટું કામ થઇ શકે નહિ એમના કહેવાનો અર્થ એવો નથીજ કે, વેદોના પ્રથમ રચનાર માણસ ન હતા. પરતુ એવો સાર છે કે, જો

ઋષિ વિગેરે એના (વેદોના) પહેલા કહેનારા હતા તેમણે નરી પોતાની સ્વાભાવિક બુદ્ધિ અને સ્વજ્ઞાનથી નહિ પણ ઇશ્વરાવેશ, ને દૈવ્યજ્ઞાનના પ્રતાપથી કહેતા હતા. અને જ્યારે હું વેદોની બાબત વિચાર કરૂં છું ત્યારે તેમનું માનસિક બુદ્ધિથી પેદા થવુ, એ મને નિ સંદેહ અસભવિત માલમ પડે છે.

સત્યાર્થિ—આ બાબતમાં આપનુ કહેવુ ઘણુંજ ધ્યાનજોગ છે, ને આ સત્ય શોધના વિચારને માટે જરૂરનું છે કે, પોતાના મનને યથાન્યાયી ને નિ.પક્ષપાતિ રાખીએ. વિદ્વાન લોકો એવુ માને છે કે, જ્યા સુધી કોઇ પણ વાત સમજવા સારૂ સૃષ્ટિની બહાર કોઇ પણ ગ્રંથકર્તાની ખાતરી ન થાય ત્યાં સુધી અમથુ અનુમાન કરવુ એ વાજબી નથી. હવે જોઇએ કે, વેદોમાં કોઇ એવી વાત મળે છે, કે જેની રચના માનવી સ્વાભાવિક શક્તિની બહાર હતી? આપની ઇચ્છા હોય તો વેદો અને બીજાં બીજાં શાસ્ત્રો, જેને આપ સારીપેઠે સમજો છો એમાના એક બે વિષયોનુ સ્મરણ કરાવીશ, કે જેથી આપણા આ મહા વિષયમાં મારૂ સપૂર્ણ મત આપને વિદિત થાય.

વેદવિદ્વાન—વેદો અને બીજાં શાસ્ત્રોને ઇશ્વરવાણીરૂપ જાણીને હુ એની વાતો સાભળવાથી સદા આનદિત થાઉં છું, ને આપ જે એવી ઝીણી ઝીણી વાતોના વિવેકી, અને સત્યવિચારી છો તેથી મને બીલકુલ ભ્રાંતિ નથી કે, આપ કાંઇ ભૂલ કરો. પણ આપની બુદ્ધિ અને જ્ઞાન વડે એ શાસ્ત્રોનો યથાર્થ ખુલાસો મને મળી આવશે.

સત્યાર્થિ—આ વાતોને સારી રીતે સમજવા સારૂ પ્રથમ જાણવું જોઇએ કે, બ્રાહ્મણ વિગેરે જાતના જે લોકો આ ભરતખડમા રહે છે, તેઓ પૂર્વે આર્ય નામે કહેવાતા હતા; અને વેદોમાં પણ ઘણે ઠેકાણે એજ નામ આવે છે. હવે આર્ય એ નામ તે કુળનુ છે, જેમાથી શરૂઆતમા બ્રાહ્મણ વિગેરે જાતો ઉત્પન્ન થઇ. અને એ મૂળમાથી બીજાં કેટલાક સતાનો (વશ) પણ પેદા થયાં. અને જેમ ભરતખંડમાં તેમ બીજા બીજા દેશોમા પણ તેમના વશના લોકો જઇ રહ્યા, જેમનાં નામ બદલાઇ ગયાં છે, એટલે ફારશી અને યવન કે ગ્રીક. એ ત્રણે વશજો એકજ મૂળ કુળમાંથી પેદા થયાં એ વાત અનેક પ્રમાણોથી સાબિત થાય છે. એ પ્રમાણોમાંનુ એક એ છે કે, જુની ભાષાના શબ્દો, ધાતુ, ને વિભક્તિઓ સરખી મળતી આવે છે. પડિતજી, આ જમાનામાં ઘણાક વિદ્વાનો જે ભિન્નભિન્ન ભાષાઓમાં પ્રવીણ છે, તેઓ આ બાબત ઘણું મન લગાડીને શોધ કરે છે. જો આપ એ વિષે ભોમિયા થવા ચહાતા હો તો કોઇ એક ભાષાના ઇતિહાસનુ પુસ્તક જોશો, જેમા જુદી જુદી ભાષાના ધાતુઓ અને મળતાપણું લખેલું છે. પરતુ એના શોધમાં એજ નક્કી માલમ પડ્યુ છે, ને વિશેષે કરીને પ્રાચિન ગ્રીક ભાષાની ઢબ, અક્ષર, ચિન્હો, વિભક્તિ અને પ્રત્યય વિગેરે સસ્કૃત

ભાષાના શબ્દોની સાથે બહુજ મળતા આવે છે. વળી ધર્મની કેટલીએક રીતોનું પણ મળતાપણું છે. જેમકે, ભરતખંડમાં અગ્નિની પૂજા ઇત્યાદિ પૂર્વેથી બધે ફેલાઇ ગએલી છે, તેમજ પ્રાચિન કાળના પારસીઓ વિગેરે લોકોમાં અગ્નિપૂજાની રીત પ્રથમથી હતી. આર્યકુળનુ મૂળ સ્થાન ઇરાનની ઉત્તરે, ને ભરતખંડની વાયવ્ય દિશાએ હતુ. એ પછી એમની મોટી ટોળી થઇને ભરતખંડમાં આવી રહી. આ વખતના કાળમાનનો બરાબર પતો મળતો નથી. પરતુ આસરે એને આજ સુધી ૫,૦૦૦ વર્ષ કરતાં કાંઇ કમ થયાં હશે, પણ વધુ નહિ.

વેદવિદ્વાન—એ બાબતમાં તો આપનું કહેવુ મને અતિશે અસભવિત લાગે છે. કેમકે એટલા વર્ષ તો કલિયુગને પણ વિતી ગયાં છે, અને એના પહેલા ત્રણ યુગ, એટલે ત્રણે મળીને ચાળીસલાખ (૪૦,૦૦,૦૦૦) વર્ષ વહી ગયા છે તો આપ કઇ રીતે કહી શકો છો કે પાંચ હજાર વર્ષ થયા હશે?

સત્યાર્થિ—યુગોની જે ગણત્રી શાસ્ત્રમાં મળે છે તે કોઇ રીતે સાબિત થઇ શકતી નથી. કેમકે વિદ્યા વડે એક વાત નક્કી છે કે જે સાંભળવાથી આપ આશ્ચર્ય પામશો. તો પણ આ વાત સાચી વિદ્યાથી નક્કી ખરીજ છે. તે એ કે, આ વખતથી હજારો વર્ષ પહેલા આ ભૂમડળની એવી હાલત હતી કે, જેમાં માણુસ જાતનુ જીવન રહી શકેજ નહિ. અને ખચીત કેટલાંક હજાર વર્ષ વીતી ગયાં તો પણ પૃથ્વી માણુસને રહેવા લાયક ન હતી (કેમકે તે લાવા રસની ઉષ્ણુતાએ હજી ગરમ હતી) એ ખરી વિદ્યાથી જણાય છે. પણ તે વખતમાં જે વનસ્પતિ, જીવજતુ હતાં, ને જેના હાડકાં વિગેરે નિશાણીઓ જમીનમાંથી મળે છે તે એવાં તો રાક્ષસી હતાં કે, જે હાલની પૃથ્વીમાં શોધ્યુ જડે નહિ. અને જે હાલમા છે તેવાં પ્રાણી ને વનસ્પતિ તે વખતમાં ન હતાં. મતલબ કે, ઘણા પ્રત્યક્ષ પ્રમાણોથી સાબિત થાય છે કે, તે વખતની દુનિયા એવી હાલતમાં હતી કે, જેમાં માણુસજાત વિગેરે જીવજતુ જે હાલમાં છે તે કોઇ પણ રીતે જીવે નહિ. આ વાતનો સંદેહ આપના મનમાં હોય તો હોય, પરતુ પશ્ચિમ દેશ(યુરોપ)ની વિદ્યા અતિ પ્રમાણિક અને ખરી છે, ને ખાતરી છે કે આ વાત બરાબર સાચી છે.

વેદવિદ્વાન—આપનુ કહેવુ તો ખચિત અજાયબ જેવુ છે, પણ વગર સમજે ને વગર જાણ્યે હુ કેવી રીતે એનો નકાર કે સ્વીકાર કરી શકુ? કદાપિ ખરૂ પણ હોય. આપ મોટા જ્ઞાની અને સત્ય વિચારના છો, અને જાણી જોઇને કોઇ પ્રમાણુ વગરની વાતને ખરી નહિ ઠરાવો એવી મારી ખાતરી છે, પણ હવે એ વાતને મુકી આર્ય કુળનુ જે વૃત્તાંત આપ કહેતા હતા તે આગળ વધારીને કહેશો, કેમકે એ વિષે વધતુ સાંભળવાનું મારૂં મન છે.

સત્યાર્થિ—હવે એ આર્યલોક પ્રથમ ભરતખંડના રહેવાસી, એમની પહેલાં એક બીજી જાતના લોકો આ દેશમાં રહેતા હતા. વેદોમાં કેટલેક ઠેકાણે એ

બીજા વંશનુ નામ દસ્યુ કે દસ્યુ લખેલું છે. આર્ય જ્યારે ભરતખંડમાં આવ્યા ત્યારે એ દસ્યુ લોક જોડે તેમને નિરતર લડાઇઓ ચાલતી હતી. જેમકે, ઋગ્વેદના ૫૧ મા સૂક્તના ૮ મા પદમાં લખ્યું છે જુઓ—

विजानीह्यार्य्यान्ये च दस्यवोबर्हिष्मतेरन्धयाशासदव्रतानशाकी भव यजमानस्य चोदिता विश्वेत्ता ते सधमादेषु चाकन ॥ ८ ॥

અર્થ—આર્ય અને દસ્યુઓને પણ તુ ધ્યાનમાં રાખ. અને તેમાં જે તને યજ્ઞ કરનારા (આર્ય) તેમને તેઓ વિરૂદ્ધ છે તેઓને અટકાવ અને સર કર. અને હે સામર્થ્ય, તુ, યજ્ઞ કરનારાઓને ઊચ્ચા કર. જેમ યજ્ઞોથી તુ રાજી થાય છે તેમ અમને આનદિત કર, ને હુ તારાં કામોની પ્રશસા કરીશ.

વેદવિદ્વાન—અહા ! ! હવે મારા જાણવામાં આવ્યુ કે એ ખરૂં છે અને એજ વેદના એક બીજા સૂક્તમાં એવાજ પ્રકારનુ વૃત્તાત લખેલું છે. જુઓ ઋગ્વેદ ૧૦૩ જું સૂક્ત, ને ૩ જી ઋચામાં કાઢી વાચો—

स जातूभर्मा श्रद्धधान ओज: पुरोविभिन्दन्नचरद्विदासी: ॥

विद्वान बज्रिन्दस्यवे हेतिमस्यार्य्यं सहोवर्धयाद्युम्नमिन्द्र ॥ ३ ॥

અર્થ—તે વજ્ર ધારણ કરનારો અને એ કામોને જે પરાક્રમથી કરે છે, હે મોટા આદરથી ચાહનારા તમે, દસ્યુઓના નગરોનો નાશ કરતા કરતા ચાલ્યા ગયા હે વજ્ર ધારણ કરનાર, અને સ્તુતિઓના હોશિલા ઈંદ્ર, તુ આ સ્તુતિ કરનારના શત્રુપર શસ્ત્ર ચલાવ, અને આર્યોનુ બળ ને જશ વધાર.

આર્ય અને દસ્યુ કુળોનુ જે વર્ણન આપ કરો છો તે આ સૂક્તોના અર્થની સાથે બરોબર મળે છે. પહેલાં તો એનો અર્થ હુ બરાબર સમજતો ન હતો, પણ હવે તે બરાબર ને ખુલ્લી રીતે સમજાય છે. આપ આ વિષયનો હજુ વધારે ખુલાસો કરો તો સારૂં.

સત્યાર્થિ—એ દસ્યુ કુળના લોકો ધીમે ધીમે શુરવીર આર્ય લોકોને હાથે હાર ખાઇને પોતાના દેશને છોડીને ડુગરો વિગેરે રેહાણોમાં આશ્રો લેવા ભાગી ગયા. તેમનામાથી ભીલ, કોળી, ચોધરા, પોમલાદિ કાળીપરજના લોક થયા છે, ને તેઓ વિધ્યાચળ વિગેરે પર્વતોમાં રહેતા માલમ પડે છે. અને કેટલાએક દસ્યુ પૂર્વે આર્યોને શરણ થઇ તેમનામાં વસવા લાગ્યા, ને સાધારણ વર્ણોની જોડે મળી ગયા. જે વખતે આર્ય કુળ પ્રથમ ભરતખડમાં વસવા આવ્યુ તે વખતે તેઓ પજાબની પાસે એક દેશ છે તેમાં વસતા હતા, એ વાત પણ વેદોનાં કેટલાંક સૂક્તોથી જણાય છે. કેમકે તે સૂક્તોમાં તે દેશની પાચ નદીઓ, તથા સિધુ, જમના વિગેરેના નામ વારવાર આવે છે. એક પડિતે ઋગ, સામ અને યજુર્વેદોનો અભ્યાસ કરીને આ વાત જણાવી છે કે, એ ત્રણે વેદોમાં માત્ર

એકજ વાર આવે છે. એટલે ઋગ્વેદના ૧૭ મા મડળના ૬ટ્ઠા અનુવાકના ૭ મા સૂક્તમાં એમ લખ્યુ છે,—

इम मे गगे यमुने सरस्वति इत्यादि ॥

અર્થ—હે ગગા, જમના અને સરસ્વતિ વિગેરે.

આ વાતથી આ પરિણામ નીકળે છે કે, આ વખતમાં આર્ય લોકો ગગાને કાંઠે નહિ, પણ તેથી દૂર પશ્ચિમ તરફ વસતા હતા. એ પછી જ્યારે મનુસ્મૃતિ રચવામા આવી ત્યારે આર્ય કુળનો દેશ બહુ મોટો થઇ ગયો હતો જેમકે મનુસહિતાના ૨ જા અધ્યાયમા કહ્યુ છે તે જુઓ—

सरस्वती दृषद्वत्योर्देव नद्योर्यदन्तरम् ।
त देवनिर्मित देश ब्रह्मावर्त्त प्रचक्षते ॥ १७ ॥
तस्मिन् देशे य आचार· पारम्पर्यक्रमागत: ।
वर्णाना सान्तरालाना स सदाचार उच्यते ॥ १८ ॥
कुरुक्षेत्र च मत्स्याश्च पञ्चाला: शूरसेनका: ।
एष ब्रह्मर्षि देशो वै ब्रह्मावर्त्तादनन्तर: ॥ १९ ॥
हिमवद्विन्ध्ययोर्मध्य यत्प्राग्विनशनादपि ।
प्रत्यगेव प्रयागाच्च मध्यदेश: प्रकीर्तित: ॥ २१ ॥
आसमुद्रात्तु वै पूर्वादासमुद्रात्तु पश्चिमात् ।
तयोरेवान्तर गिर्योरार्यावर्त्त विदुर्बुधा: ॥ २२ ॥

અર્થ—સરસ્વતી અને દૃષદ્વતી જે દેવોની નદીઓ છે, તેની વચ્ચોવચ જે દેશ છે તે દેવોનો બનાવેલો છે. એને બ્રહ્માવર્ત કહે છે (૧૭). એ દેશમાં પરમ્પરાથી વર્ણાશ્રમનો જે આચાર ચાલતો આવ્યો છે તે સદાચરણ કહેવાય છે (૧૮). કુરૂક્ષેત્ર, મત્સ્ય, પાચાલ અને શૂરસેન એ બ્રહ્મર્ષિઓનો દેશ છે, તે બ્રહ્માવર્ત્તની નજીક છે (૧૯). હિમાલય અને વિધ્યાચળની મધ્યે પ્રયાગની પશ્ચિમે જે દેશ છે, એ મધ્યદેશ કહેવાય છે (૨૧). અને એ પર્વતોની વચમાં પૂર્વસમુદ્રથી માંડીને પશ્ચિમસમુદ્ર સુધી જેટલો દેશ આવેલો છે એને પડિત લોકો આર્યાવર્ત્ત કરીને કહે છે (૨૨).

વેદવિદ્વાન—મનુના આ વચનોથી જણાય છે કે, એ વખતમાં પણ બહુ વર્ણનો નિયમ પ્રબળ થએલો જણાય છે. એથી આપનુ કહેવું કે બધાં માણસ એકજ મૂળ માબાપથી ઉત્પન્ન થયા, એ તમારા મતનુ ખડન થતુ નથી શુ ?

સત્યાર્થિ—મનુના વખતમાં તો બ્રાહ્મણાદિ વર્ણનો ભેદ હતો. પણ એવુ માલમ પડે છે કે, જ્યારે આર્યકુળ પ્રથમ ભરતખંડમા આવ્યુ, ત્યારે વિશેષ વર્ણ ન હતા. કેટલાએક પરદેશી પડિતોએ વેદોનો સારો અભ્યાસ કર્યો છે; તેથી તેઓ કહે છે કે, વેદોના જુના સૂક્તોમા વિશેષ વર્ણોની વાત આવતી નથી. તો પણ કેટલાએક આ દેશના અજ્ઞાન લોકો કહે છે કે, વેદોમા વર્ણાશ્રમની વાત આવે છે , પણ ઉંડો શોધ કર્યા વગર વાતનુ ખરાપણુ જડી શકતુ નથી. પણ અમે તો ખરો શોધ કરીનેજ કહીએ છીએ, પ્રમાણ વગર અમે કશી વાત કહેતા કે માનતા નથી.

વેદવિદ્વાન—આપને એ વાતની ખબર નથી કે, પુરૂષસૂક્તમા ચાર વર્ણના સ્થાપન થયાની વાત લખી છે ? જેઓ એ વાત જાણે છે તેઓ કહી નથી શકતા કે, વેદોમાં વર્ણાશ્રમની વાત નથી આવતી. શુ આપ એ વાત નથી જાણુતા ?

સત્યાર્થિ—હા, ખરૂ, પુરૂષસૂક્તમાં એવી હકીકત મળે છે ખરી ; પણ તેનાં કેટલાંક લક્ષણોથા પડિત લોક જાણે છે કે, એ સૂક્ત પ્રાચીન નથી પણ નવુજ છે કારણ કે તેનો હેતુ બીજા બધા મત્રો અને સૂક્તોથી જુદોજ છે. વેદોમાં તો જુદા જુદા ઇષ્ટ દેવોનો જશ અને સ્તુતિ વર્ણવેલી છે, પરતુ પુરૂપસૂક્તમાં તો કેવળ એકલા પરમાત્માનીજ સ્તુતિ આવે છે. એ કારણથી વિવેકી લોકો વિચાર કરે છે કે, એ તો વેદોના બીજાં સૂક્તો કરતાં નવીન છે. વળી પુરૂપસૂક્તની રચના અને ઢબ વેદોના બીજા સૂક્તોથી નિરાળી છે. અને વિશેષ આથી પણ પુરૂષસૂક્તનુ નવાપણુ જણાય છે કે, વેદોની સસ્કૃત ભાષા કરતાં પુરૂપસૂક્તની ભાષા તે પુરાણોના જેવીજ નવી દેખાય છે. એવા એવાં ઘણા કારણોએ કરીને પુરૂષસૂક્તથી સાબિત થતુજ નથી કે, વેદોના વખતમા વર્ણાશ્રમનો ભેદ હતો. અને વળી બુદ્ધિથી પણ સાફ જણાય છે કે, આ વર્ણાશ્રમની વાત પ્રકૃતિથી સિદ્ધ થઇ શકતી નથી, કે મૂળ સ્વભાવે માનવમા ચાર વર્ણભેદ હોય ? વળી શાસ્ત્રમાં પણ કોઇ ઠેકાણે એ વાતનુ પ્રમાણ મળતુ નથી, પણ એથી ઉલટુ પ્રમાણ તો મળે છે ; એટલે કેટલાક માણસો જે જન્મથી બ્રાહ્મણ ન હતા તેઓ પાછળથી બ્રાહ્મણ થઇ ગયા. હવે આપ તો એ શાસ્ત્રોને સારીપેઠે જાણો ને સમજો છો, તો બતાવશો કે ગર્ગય વિગેરે ક્ષત્રીઓનુ કેવુ વૃત્તાંત શાસ્ત્રોમાં લખ્યુ છે ?

વેદવિદ્વાન—વિષ્ણુપુરાણના ૪ થા અશના ૧૯ મા અધ્યાયમાં એમ લખ્યુ છે કે,—

गद्य। गर्गाच्छिनिस्ततोगार्ग्याः शैन्याः क्षत्रोपेताः द्विजातयो बभूवुः ॥ ९ ॥

અર્થ—ગર્ગથી શિની, અને શિનીથી શૈન્ય નામે ગાર્ગ્ય થયો, અને તે ક્ષત્રીધર્મી બ્રાહ્મણ થયો. વળી બીજુ એ પણ લખ્યુ છે—

महावीर्यादुरक्षयो नाम पुत्रोऽभूत् तस्य त्रय्यारुणपुष्करिणौ कपिश्च पुत्र त्रयमभूत् तच्च त्रितयमपि पश्चाद्विप्रतामुपजगाम इति ॥

**અર્થ**—મહાવીર્યથી ઉરક્ષય નામે પુત્ર થયો. એના ત્રયારૂણ, પુષ્કરી, કપિ એ ત્રણ પુત્ર થયા. એ ત્રણે પાછળથી બ્રાહ્મણ બન્યા.

સત્યાર્થિ—હવે આપ વિચાર કરશો કે જો કે એ લોકો ક્ષત્રી થઇને બ્રાહ્મણ થઇ ગયા તો ઘણી જાતો (વર્ણ) કયી રીતે માન્યામાં આવે ? વળી એક વાત એ પણ છે કે, જે પુરાણોની કેટલીક જગ્યામા એવી લખેલી મળે છે કે પ્રાચીન કાળમાં રાજાઓએ ચારે વર્ણ ઠરાવી, એવુ વિષ્ણુપુરાણના ૪ થા અંશના ૮ મા અધ્યાયમાં લખેલુ છે. તે જુઓ,—

गृत्समदस्य शौनकश्चातुर्वर्ण्यं प्रवर्तयिताभूत् ॥

**અર્થ**—ગૃત્સમદનો દીકરો શૌનક ચારે વર્ણનો સ્થાપનાર ને ફેલાવનાર થયો.

વળી એજ અધ્યાયમાં એમ પણ લખ્યુ છે—

भार्गस्य भार्गभूमिरतश्चातुर्वर्ण्यं प्रवृत्तिः ॥

**અર્થ**—ભાર્ગથી ભાર્ગભૂમિ થયો, તેનાથા ચારે વર્ણનો પ્રચાર થયો.

વળી એનાજ જેવી બીજી ઘણીજ પુરાણોમાં ઘણીક વાતો મળી આવે છે.

વેદવિદ્વાન—હા, મને પણ સ્મરણ છે કે, એના જેવી મત્સ્યપુરાણમાં પણ વાત મળે છે,—

चतुरो नियतान् वर्णान् त्व स्थापयेति वरो ब्रह्मणा बलये दत्तः ॥

**અર્થ**—બ્રહ્માએ બલીને હુકમ આપ્યો કે, તુ ચાર વર્ણ ઉત્પન્ન કર, ને વ્યવસ્થિત રીતે ચલાવ. અને વાયુપુરાણમાં પણ લખ્યુ છે—

पुत्रो गृत्समदस्य च शुनको यस्य शौनकः।
ब्राह्मणाः क्षत्रियाश्चैव वैश्याः शूद्रास्तथैव च ।
एतद्वंशे समुद्भूता विचित्रैः कर्मभिर्द्विजाः इति ॥

**અર્થ**—ગૃત્સમદનો દીકરો શુનક થયો, ને શુનકનો પુત્ર શૌનક નામે થયો, તેના વંશમાં અનેક પ્રકારનાં જુદાં જુદાં કામોને લીધે બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય, અને શૂદ્ર ઉત્પન્ન થયા.

સત્યાર્થિ—હવે આપની મહેરબાનીથી ચાર વર્ણનો ખુલાસો શાસ્ત્રનાં અનેક જુદાં જુદાં પ્રમાણોથી થઇ ચુક્યો છે, અને તેની ઉત્પત્તિ કેવી રીતે થઇ તે પણ આપણે જાણી લીધુ. હવે એ બાબત આ વખતે એની વિરૂદ્ધ વધારે ખુલાસો

કરવાની કાંઇ જરૂર નથી. એમા શું ખરૂં, ને શુ ખોટું છે એ શાસ્ત્રનાં પ્રમાણોથી સાબિત થયુ. અને એ બધી વાતો પરથી નક્કી પણ થયું કે, રાજાઓએજ પોતાના હુકમથી ચાર વર્ણ કે ભાગ ઠરાવ્યા. તો પણ એમાં મૂળ માણસજાતિમાં કાંઇ તફાવત કે ગુણલક્ષણમાં જુદાઇ જાવામાં આવતી નથી. પણ હવે એ બાબતમાં બીજી એક બાબતનો વિચાર કરવાનો છે, એટલે પૂર્વકાળે બ્રાહ્મણો અને ક્ષત્રીઓ વચ્ચે પોતપોતાની મોટાઇ વિષે વારવાર વાદવિવાદ, હા, મોટો ઝગડો થયા કરતો હતો. જેમકે વિશ્વામિત્ર અને બીજા ક્ષત્રીઓ ચહાતા હતા કે, અમે પણ વેદો ભણવા ભણાવ્યાનો હક રાખીએ. ને વિશ્વામિત્ર અને વશિષ્ઠની વચ્ચે જે વેરભાવ ચાલતો હતો તે કેવળ ગોરપદ બાબત હતો એના ઉઘાડા દાખલા ઋગ્વેદમાં મળે છે. ઋષિઓના સૂક્તોથી જણાય છે કે, એ બન્ને જણ સુદાસ નામના એક મહારાજાના ગોર હતા. એ સૂક્તોમાં આપ જોશો તો માલમ પડશે કે, એ દરેક ઋષિ પોતપોતાના ઇષ્ટ દેવોને ખુશી કરવામા પોતપોતાની પરિબળતાનુ બહુજ વખાણ કરે છે. તેમાં વશિષ્ઠ આ પ્રમાણે કહે છે—

ઋગ્વેદના ૭ મા મડળના બીજા અનુવાદના ૧૬ મા સૂક્તમાં જુઓ.

दूरादिन्द्रमनयन्ना सुतेन तिरो वैशन्तमातिपान्तमुग्रम् ॥

पाशद्युम्नस्य वायतस्य सोमात सुदात इन्द्रो वृणीता वशिष्ठान इत्यादिना ॥

અર્થ—તે સોમરસના અર્પણથી ઇંદ્રને પરાક્રમ પમાડવા સારૂ, સોમરસનુ પ્યાલુ ચમચા સહિત ધરી રહ્યો હતો કે તે આવીને પી જાય. અને તે ઘણે છેટેથી લઇ આવ્યો હતો તેથી ઇંદ્ર વયતના દીકરા પાશદ્યુમ્નના તૈયાર કરેલા સોમરસથી વશિષ્ઠના પુત્રોને ઘણા શ્રેષ્ઠ જાણ્યા. વળી એજ સૂક્તમાં લખ્યું છે કે,—

वशिष्ठस्य स्तुवत इन्द्रो अशृद् उरू तृत्सुभ्यो अकृणोद् उलोकं ॥

અર્થ—જ્યારે વશિષ્ઠ સ્તુતિ કરતો હતો તે ઇંદ્રે સાંભળી ત્યારે તેણે તૃત્સુઓ (દસ્યુ કે દુશ્મનો) ને તેણે એક ભયકર જગ્યા (ઉજડમાં) માં કાઢી મૂક્યા. એ સૂક્તોમાં વશિષ્ઠ સુદાસને જણાવે છે કે, મારા આ ભજનના સામર્થ્યથી ઇંદ્રનો મોટો આશીર્વાદ આપને મળે છે. હવે બીજા બીજા સૂક્તોમાં વિશ્વામિત્ર ક્ષત્રી એવીજ રીતે પોતાનાં પણ વખાણ કરે છે. શું આપને એ વિષે વિશ્વામિત્રના કોઇ સૂક્તોની યાદ છે?

વેદવિદ્વાન—હા, યાદ છે; ઋગ્વેદના ત્રીજા મન્ડળના ચોથા અનુવાકના ૧૫મા સૂક્તમાં વિશ્વામિત્ર એમ કહે છે કે,—

महा ऋषिर्देवजा देवजूतो अस्तभ्नात् सिंधुमर्णवंनृचक्षाः ॥
विश्वामित्रोयदवहत् सुदासमप्रियायतकुशिकेभिरिन्द्रः ॥

અર્થ—મહા સમર્થ ને તેજોમય તથા પ્રકાશથી વેષ્ટિત જે માણસોનો અધ્યક્ષ તે ઋષિએ પાણીથી ભરપુર નદીઓને ખાળી રાખી, વળી વિશ્વામિત્રે જ્યારે સુદાસ રાજા પાસે યજ્ઞ કરાવ્યો, ત્યારે ઈંદ્ર કુશિકના પુત્રોથી રાજી રાજી થઇ ગયો.

વળી બીજા એક સૂક્તમા એ પણ લખ્યુ છે કે,—

य इमे रोदसी उभे अहमिन्द्रमतुष्टवं विश्वामित्रस्य रक्षति ब्रह्मेदं भारतं जनमिति ॥

અર્થ—મેં (વિશ્વામિત્રે) મત્રથી, સ્વર્ગ તથા પૃથ્વીમા રહેનારા ઈંદ્રની સ્તુતિ કરી તેથી ભરતકુળના (આર્ય) લોકોનુ સરક્ષણ થયુ છે

સત્યાર્થિ—એ આપે ઠીક કહ્યુ છે—વળી એજ સૂક્તના આખરની ઋચામા જોશો તો તેમા મત્રકર્તા વિશ્વામિત્ર વશિષ્ઠની બહુજ ભુંડી વાતો કહે છે. વેદ-અનુક્રમણિકાના કર્તાએ આ ઋચાની નીચે મુજબ ટીકા કરી છે—એટલે—

अन्त्या अभिशापार्थास्ता वशिष्ठद्वेषिण्योन वशिष्ठाः शृण्वन्तीति ॥

અર્થ—એ છેવટની ઋચાઓ શ્રાપને વાસ્તે છે, અને તે વશિષ્ઠની વિરૂદ્ધમાં છે, તેથી વશિષ્ઠના સતાનો તેને સાંભળવા ચહાતા નથી. અને વળી "बृहत्देवता" નામમાં એ ઋચાઓની બાબતમા સોનકે એમ કહ્યુ છે કે,—

शतधा भिद्यते मूर्द्धा कर्त्तिनेन शृतेन वा ।
तेषा वालः प्रमायते तस्मात् तास्ता न कीर्त्तयेदिति ॥

અર્થ—એ ઋચા વાંચવા અથવા સાંભળવાથી માથાના હજારો ટુકડા થઇ જાય છે, અને તેનો અભ્યાસ કરનારનાં છોકરાં પણ મરી જાય છે, એને લીધે કોઇએ એ ઋચાને વાચવી નહિ. આ વાતોથી માલમ પડે છે કે, સત્યયુગ જેવા ધર્મના પ્રકાશમાં પણ બ્રાહ્મણો અને ક્ષત્રીઓની વચ્ચે વખવાદ કરવો પડયો હતો. જો વેદો અનાદિ હોય, ને તેના લખનારા જો માણસજ ન હોય તો તેમાં આવી ચડશાચડશી, ને શ્રાપોચ્ચારની વાતો ક્યાંથી હોય? વળી એથી એક અનુમાન થાય છે કે, વેદોના આરભમાં માન, મોટાઇ ને પ્રમુખ્યપણા વિષે કોઇ ખાસ ગોઠવણ ન હતી. ગોરપદ ઘેરેઘેર હતું. ઘરનો મુખ્ય પુરૂષ તેજ ઘરનો ગોર ગણાતો. અને પછી તેના વશમાં એક પછી એક ગોરપદ મેળવતો ગયો.

અને એ શાસ્ત્રોથી જાણવામાં આવે છે કે, પૂર્વે વેન વિગેરે રાજાઓ ગોરોનુ મહત્વ કેવળ સાધારણ સમજતા હતા. આપ તો સત્ય વિચારી છો. એક દાખલો જે એત્તરિય બ્રાહ્મણના ૭ મા અધ્યાયમાં લખ્યો છે, તે સાંભળો—

विश्वान्तरोह सौषद्मनः श्यापर्णानपरिचक्षाणोविश्यापर्णं यज्ञमाजहे ।
तद्धानुवुध्य श्यापर्णास्तयज्ञमाजग्मुस्तेह तदन्तर्वेद्यासाञ्चाक्रिरे ।

तान् हदृष्टोवाच पापस्य वा इमे कर्मण: कर्त्तार आसते पूताया वाचोवादितारोयच्छयापर्णा इमानुत्थापतेमे मेऽन्तर्वेदिमासिषतेति तथेति तानुत्थापयाञ्चक्रुस्ते होत्थाप्यमाना रुरुविरे ये तेभ्यो भूतवरेभ्यो ऽसित-मृगा: कश्यपाना सोमपीथमाभिजिग्युः पारिक्षितस्य जनमेजयस्य विक-श्यपे यज्ञे तैस्ते । तत्र वीरवन्तआमु: कश्चित् सोऽस्माकास्तिवीरोयइमं सोमपीथमभिजेष्यतीति । अयमहमास्मित्वोवीर इति होवाच रामोभार्गवेयो रामोहास भार्गवेयो ऽनुचान श्यापार्णेयस्तेषा हात्तिष्ठतामुवाच्चापि नु राजन्नित्थ विद्वेदेरुत्थापयन्तीति इत्यादिना

અર્થ—સુષદ્મનાના દીકરા વિશ્વાન્તરે શ્યાપર્ણોનો અગીકાર ન કરતાં તેના વગર યજ્ઞ કરવા માડયો. એ વાત જાણીને શ્યાપર્ણ એ યજ્ઞમા આવ્યો, ને વેદીની અદર આવી બેઠો. એ જોઇને સુષદ્મના બોલ્યો કે, આ શ્યાપર્ણ ભુડાં કામોનો કરનાર, ને અપવિત્ર વચનો બોલનાર, તે મારી વેદીની અદર આવીને કેમ બેઠો છે ? એને ઉઠાડી મુકો. પછી એને ઉઠાડી મુક્યો. જ્યારે તેને ઉઠાડી મુકવામાં આવ્યો ત્યારે તેણે આજીજી કરીને કહ્યુ કે, એક વખતે જ્યારે પરીક્ષિતનો પુત્ર જનમેજય, કશ્યપના પુત્રોને કાઢી મુકીને યજ્ઞ કરતો હતો ત્યારે યમવિરોની સાથે અસિતભૃગુએ કશ્યપના પુત્રોને જોરજુલમથી સોમરસ અપાવ્યો. તો એ અપાવનાર એના પક્ષના વીર (શુરા) કહેવાયા. તો મારે વાસ્તે પણ કોઇ વીર થવા તૈયાર છે ? કે જેઓ મને જોરજુલમે (બલાત્કારે) સોમરસનો પ્યાલો અપાવે. ત્યારે ભૃગુના વશનો રામ કહેવા લાગ્યો કે, "હુ તમારે માટે શુરવીર થઇશ." ભૃગુના વશનો રામ તે શ્યાપર્ણના કુળમાં પ્રખ્યાત હતો. તેણે કહ્યુ, હે મહારાજા, શું એવા વિદ્વાનને વેદી પાસેથી ઉઠાડી મુકવો ઘટાર્થ છે ? ઇત્યાદિ.

વેદવિદ્વાન—આપનુ કહેવું તો બધુ બરાબર છે, અને એ સૂક્તો વિના પણ બીજા અનેક પ્રમાણો શાસ્ત્રમાં મળે છે, અને એ પણ સાબિત થાય છે કે, પ્રાચીન કાળના બ્રાહ્મણો વેદના અધિકારથી સતોષ ન પામતાં રાજાઓ થવાની પણ ઇચ્છા રાખતા હતા. જેમકે, પરશુરામના ચરિત્રમા એ વાત આવે છે કે,

તેણે ક્ષત્રીઓનો નાશ કરીને પૃથ્વી બ્રાહ્મણોને દાનમાં આપી. એ વાત જગત પ્રસિદ્ધ છે. કેમકે મહાભારતમાં પૃથ્વી કશ્યપને એમ કહે છે કે,—

एतेषा पितरश्चैव तथैव च पितामहाः ।
मदर्थं निहता युद्धे रामेणाक्लिष्ट कर्मणा इति ॥

અર્થ--રામ જે વગર શ્રમે કામ કરી શકે છે, પણ મારે લીધે એના બાપદાદાઓ લડાઇમાં માર્યા ગયા. ( એમ પૃથ્વી કશ્યપને કહેવા લાગી ).

પરતુ હવે આ વર્ણાશ્રમ વિષેના શાસ્ત્રપ્રમાણોથી આપનો શો અભિપ્રાય છે ? કેમકે, આ શાસ્ત્રોમાં હજારો વાર લખ્યુ કે, ભરતખંડમાં માણસોની ઘણી જાતો છે. એ તો જાણે કે સ્વાભાવિક જેવી ને પ્રકૃતિસિદ્ધ થઇ પડી છે. તે છતાં આપ કહો છો કે તે વાતોથી શુ વળે એવુ છે ? અથવા એથી શુ પરિણામ આવી શકે, તે કહો.

સત્યાર્થિ—એ વિષે આપે મને ઠીક પુછયુ, કેમકે હુ હમણાંજ એ વાતનો ખુલાસો કરવાની અણી પર હતો. એ વિષે મેં જે પ્રમાણો શાસ્ત્રમાંથી કાઢયાં તે પર વિચાર કરવાથી તમે કહ્યું તેમજ થઇ પડેલુ માલમ પડે છે કે, વર્ણાવર્ણ તે બહુધા સ્વાભાવિક વસ્તુ જેવી થઇ પડી છે, પણ એ વાતનો મોટો સદેહ મનમાં આવે છે. આનો અર્થ વધારે ખુલ્લો થાય માટે હુ એક દાખલો આપીશ. ધારો કે એક શાક્ષી છે, તે વાદીને આધીન અને તેનાજ પક્ષનો છે, તે વાદીની વાતને ઉલટુ કદી જાણીજોઇને કહેશેજ નહિ પણ જો ઉલટપાલટ જુબાનીમા તે જો સત્ય કબુલ કરે ને ન્યાયાધીશની આગળ ખરી વાત વાદીને વિરૂદ્ધ પણ ખુશીથી માન્ય કરે તો તે શાક્ષી ભરોસાયોગ્ય જાણવો. હવે પ્રત્યક્ષ થઇ ચુક્યુ છે કે, બ્રાહ્મણવાદીઓની વિરૂદ્ધ પણ શાસ્ત્રની સાક્ષ ભરોસાયોગ્ય જણાય છે. તેથી નીચેની ૩ મોટી વાતો સાબિત થાય છે. એટલે—

(૧) વર્ણાશ્રમનો ભેદ સ્વાભાવિક વાત જેવો ઠરી શકનો નથી.
(૨) અસલમાં આર્ય લોક વર્ણાવર્ણનો ભેદ માનતા કે જાણતા ન હતા.
(૩) આ ભેદ બ્રાહ્મણોના કરવાથી ધીમેધીમે સ્થાપિત થઇ વધી ગયો છે.

આપ તો સારી પેઠે જાણો છો કે બધી સમાજના લોકમાં એ રીત છે કે, જે લોકો ઇશ્વરભક્તિ, અને ધર્મકાર્ય, અને વિદ્યાના અધિકારીઓ ઠરે છે, તેઓ વધતાં વધતાં પરાક્રમી તથા માનવતા અગ્રેસરો થઇ જાય છે. એ કારણથી જે સાધરણ લોકો તેમના જજમાનો હતા, તેઓ બીજા કરતાં બ્રાહ્મણ જે તેમના ગોર હતા તેમને બહુ ઉત્તમ સમજી માન આપવા લાગ્યા. એનુ પરિણામ એ આવ્યુ કે, બ્રાહ્મણોએ પોતાને શાસ્ત્રના રક્ષક તથા અધિકારીઓ ઠરાવીને પોતાની ઇચ્છા પ્રમાણે પોતાનો મહિમા તથા પરિબળ વધારી દીધુ. હવે આપ વિચાર કરો કે, એ રીતે જોતાં વેદ અને બીજાં શાસ્ત્રોની ઉત્પત્તિ માણસિક રીતે થવામાં શો અસભવ છે ?

*[ વેદવિદ્વાન—ત્યારે વેદ કોણે લખ્યા એ વિષે તમારૂં શુ ધારવુ છે?

સત્યાર્થિ—વેદ કોણે લખ્યા તે સબધી ઘણોજ ઘોંટાળો છે, પણ જો આપ મારો મત પુછો તો સપ્રમાણથી કહીશ. હવે પહેલાં વેદોની ઉત્પત્તિ વિષે જે ભિન્નભિન્ન મતો છે તેનો પહેલો વિચાર કરીશું. એ મતોના બે મોટા ભાગ છે. (૧) વેદોની ઉત્પત્તિ વિષે હિન્દુ શાસ્ત્રોનાં મત. (૨) ઋષિઓના મત. ધ્યાન દઇને શાસ્ત્રોનાં મત સાભળશો.

(૧) **શાસ્ત્રોનાં મત**—(૧) પુરૂષના યજ્ઞ વડે વેદો થયા, ઋગ્વેદ (૧૦; ૯૦) પુરૂષસૂક્ત નામે જે સ્તોત્ર છે, તેમા આ પ્રમાણે કહેલુ છેઃ—

तस्माद् यज्ञात् सर्वहुतः ऋचः सामानि जज्ञिरे ।
छदांसि जज्ञिरे तस्माद् यजुस् तस्माद् अजायत ।

અર્થ—વિશ્વયજ્ઞથી ઋગ્વેદ અને સામવેદ ઉત્પન્ન થયા; અને એ બેઉ વેદોથી યજુર્વેદ ઉત્પન્ન થયો (૨) વેદ એ સ્કભાના વાળ (કેશ) ને મુખ છતાં તેમાંથી કાપી કાપીને કાઢયા. અથર્વવેદ (૧૦; ૭, ૨૦) —

यस्माद् ऋचो अपातक्षन् यजुर् यस्माद् अपाकषन् ।
सामानि यस्य लोमानि अथर्वाङ्गिरसो मुखम् ।
स्कम्भं त ब्रूहि कतमः स्विद एव सः ।

અર્થ—જેમાથી ઋગ્વેદના મત્ર કાપી કાઢયા, તેમાથીજ યજુસ્મત્ર પણ દોહી કાઢયા. જેના કેશ (વાળ) સામવેદના મત્ર છે, અને જેનુ મુખ અથર્વ ને અગિરસ છે, એવો જે સ્કભ તે કોણ છે તે મને કહો. (૩) ઇન્દ્રથી વેદ થયા. ને વેદોથી ઇન્દ્ર થયો. જુઓ અથર્વવેદ (૧૩; ૪, ૩૮)·—

स वै ऋग्भ्यो अजायत तस्माद् ऋचो अजायन्त ।

અર્થ—ઋગ્વેદના મત્રથી ઈંદ્ર થયો; ને ઈંદ્રથી ઋગ્વેદ થયો.

(૪) કાળમાંથી વેદો થયા—અથર્વવેદ (૧૯; ૫૪, ૩) —

कालाद् ऋचः समभवन् यजुः कालाद् अजायत ।

અર્થ – કાળમાંથી વેદો (ઋગ્વેદ અને યજુવેદ) નીકળ્યા.

(૫) યજ્ઞના ઉચ્છિષ્ટ (એઠવાડા)માથી વેદ થયા. (અથર્વ. ૧૧; ૭, ૨૪).

ऋचाः सामानि छन्दांसि पुराणा यजुसा सह ।
उच्छिष्टाज् जज्ञिरे सर्वे दिवि देवाः दिवि श्रिताः ।

*પૃષ્ટ ૨૩–૨૮ માં ચોરસ કૌંસની અદર જે વાત આવે છે તે અસલ 'મતપરીક્ષા'માથી નહિ પણ બીજી એક ચોપડીમાંથી લીધેલી છે

અર્થ--યજ્ઞના એઠવાડામાંથી ઋગ્ ને સામવેદના મત્ર, છદ, યજુસ્સહિતા પુરાણો અને ધુલોક એટલે સ્વર્ગના રહેનારા સર્વ દેવો થયા.

(૬) અગ્નિ, વાયુ, ને સૂર્યથી વેદો થયા. જુઓ છાંદોગ્ય ઉપનિષદ —
प्रजापतिर् लोकान् अभ्यतपत्। तेषां तप्यमानानां रसान् प्रावृहद् अग्निम् पृथिव्याः वायुम् अन्तरिक्षाद् आदित्यं दिवः। स एतास् तिस्रो देवताः अभ्यतपत्। तासां तप्यमानानां रसान् प्रावृहद् अग्नेर् ऋचो वायोर् यजुंषि साम आदित्यात्। स एतां त्रयीं विद्याम् अभ्यतपत्। तस्मात् तप्यमानायाः रसान् प्रावृहद् भूर् इति ऋग्भ्यो भुवर् इति यजुर्भ्यः स्वर् इति सामभ्यः।

અર્થ—પ્રજાપતિએ ત્રિલોકમા ઉષ્ણતા (ગરમી) ઘાલી અને તેને એવુ તો તાવ્યુ કે, તેનો રસ થઇ ગયો, એટલે પછી પૃથ્વીથી અગ્નિ, વાયુથી વાયરો (પવન) અને અતરિક્ષથી સૂર્ય થયા પછી તેણે એ ત્રણ દેવોને પણ એવા તો તાવ્યા કે, તેનો રસ થઇ ગયો. એટલે અગ્નિથી ઋગ્, વાયુથી યજુર્ અને સૂર્યથી સામ એ ત્રણે વેદ કાઢયા ત્યાર પછી પણ તેણે ત્રીવેદોમા ઉષ્ણતા ઘાલીને તેમને પણ તપાવ્યા, ને તેનો રસ કાઢયો, એટલે ઋગ્વેદના મત્રમાંથી भू, યજુર્વેદના મત્રમાથી भुव અને સામવેદના મત્રમાથી स्व કાઢયા. એટલે તેનો भूर्भुव स्व ઉચ્ચાર થયો. મનુ ધર્મશાસ્ત્રમા પણ વેદોની ઉત્પત્તિ એવાજ પ્રકારની કહેલી છે (મનુ ૧, ૨૪ જુઓ).

(૭) વેદ પરમાત્માના શ્વાસથી થયા છે —શતપથબ્રાહ્મણ (૧૪. ૫, ૪, ૧૦):—
स यथा आर्द्रैधाग्नेर् अभ्याहितात् प्रत्यग् धूमाः विनिश्चरन्ति एवंवै अरेऽस्य महतो भूतस्य निश्वसितम् एतद् ऋग्वेदो यजुर्वेदः सामवेदो ऽथर्वाङ्गिरसः इतिहासः पुराणं विद्या उपनिषदः श्लोकाः सूत्राण्य् अनुव्याख्यानानि व्याख्यानानि अस्यैव एतानि सर्वाणि निश्वसितानि।

અર્થ—જેમ લીલા લાકડાં લગાડયાથી અનેક પ્રકારનો ધુમાડો નીકળે છે, તેમ આ મહાભૂત (ઇશ્વર) નો શ્વાસ નીકળે છે; એટલે યજુર્વેદ, સામવેદ, અથર્વવેદ, અગિરસ, ઇતિહાસ, પુરાણો, વિદ્યા, ઉપનિષદ્, શ્લોક, સૂત્રો, અને ભાતભાતનાં વ્યાખ્યાનો, એ બધાં તેનો શ્વાસ છે

(૮) વેદો દેવોએ મનરૂપી સમુદ્રમાંથી ખોદી કાઢયા. (શતપથબ્રાહ્મણ ૭. ૫, ૨, ૫૨):—

"समुद्रे त्वा सदने सादयामि" इति । मनो वै समुद्र : ।

मनसो वै समुद्राद् वाचाऽन्या देवास् त्रयीं विद्या निरखनन्

અર્થ—મન એ સમુદ્ર, આ મનરૂપી સમુદ્રમાંથી દેવોએ વેદોયુક્ત ત્રી-વિદ્યા ખોદી કાઢી.

(૯) વેદપ્રજાપતિની ડાઢીના કેશ છે. (તૈતરિય બ્રાહ્મણુ ૩ ; ૩૯, ૯):—

प्रजापतेर् वै एतानी श्मश्रूणि यद् वेद : ।

(૧૦) વેદની માતા વાણી છે. તૈતરિય બ્રાહ્મણ (૨ ; ૮, ૮૫) :—

वाग् अक्षरं प्रथमजा ऋतस्य वेदाना माता अमृतस्य नाभि : ।

અર્થ—વાણી એ અમર વસ્તુ છે, તે આચારવિચારની પ્રથમ પુત્રી છે. તે વેદોની માતા અને અમરપણાની નાભિ (મધ્યબિંદુ) છે.

(૧૧) વેદ બ્રહ્મદેવના મુખમાંથી નીકળ્યા.

कदाचिद् ध्यायतः स्रष्टुर् वेदाः असंश् चतुर्मुखात् ।
कथं स्रक्ष्याम्य् अहं लोकान् समवेतान् यथापुरा । ... ...
ऋग् यजुस् सामाथर्वाख्यान् वेदान् पूर्वादिभिर् मुखै : ।
शास्त्रम् इज्या स्तुतिस्तोमं प्रायश्चित्तं व्याधात् क्रमात् ।

અર્થ—એકવાર ચાર મુખાળા સૃષ્ટિ ઉત્પન્ન કર્તા (બ્રહ્મદેવે) પૂર્વે પ્રમાણે આત્માવાળુ માનવ કેવી રીતે ઉત્પન્ન કરવું, એવા વિચારમાં હતો એટલામાં વેદ તેનાથી ઉત્પન્ન થયા. તેના પ્રથમ મુખમાંથી અને બીજા મુખમાંથી—સ્તુતિ, યજ્ઞ, સ્તોત્રો ને પ્રાયશ્ચિત્ત એ સુદ્ધાં ઋચ, યજુસ, સામ, તથા અથર્વવેદ ઉત્પન્ન કર્યા. (ભાગવત પુરાણુ ૩; ૧૨, ૩૪, ૩૭) અને વિષ્ણુપુરાણુમાં પણુ એજપ્રમાણે કહેલું છે.

(૧૨) વેદ ગાયત્રીથી થયા—હરીવંશ (શ્લોક ૧૧૫૧૬.)

ततोऽसृजद् वै त्रिपदा गायत्री वेदमातरम् ।
अकरीच् चैव चतुरी वेदान् गायत्रीसभवान् ।

અર્થ—બ્રહ્મદેવે સૃષ્ટિ રચ્યા પછી ત્રણુ પદની ગાયત્રી કરી. એજ વેદોની માતા છે એટલે તેનાથી ચાર વેદો ઉત્પન્ન થયા.

(૧૩) સરસ્વતિ વેદોની માતા છે. જુઓ મહાભારત શાંતિપર્વ શ્લોક ૧૨,૯૨૦ :—

वेदानामातरं पश्य मत्स्या देवीं सरस्वतीम् ।

અર્થ—વેદોની માતુશ્રી સરસ્વતિ જે મારામાં રહે છે તેને જુઓ.

(૧૪) વિષ્ણુ પોતે વેદરૂપજ છે. (વિષ્ણુપુરાણુ. ૩, ૩, ૧૯).

स ऋग्मय: साममयः स चात्मा स यजुर्मयः

ऋग् यजु: साम सारात्मा स एवात्मा शरीरिणाम् ।

અર્થ—તે (વિષ્ણુ) ઋગ્મય, સામમય, યજુર્મય છે ઇ.

(૧૫) વિષ્ણુએ પોતાના મનમાંથી સરસ્વતિ નદી ને વેદો કાઢયા. મહાભારત ભીષ્મપર્વ. ૩૦, ૧૯, ઇ. ઇ. ૧૫ પ્રકારની ઉત્પત્તિ બતાવેલી છે. તો કહો પંડિતજી, ખરી ઉત્પત્તિ કઇ હશે?

વેદવિદ્વાન—આ બધાં શાસ્ત્ર સિદ્ધ પ્રમાણુ હોવાથી હુ તેને ઊલટુ કાઇ કહી શકતો નથી. પણ તમે ઋષિમત વિષે કાંઇ કહેવાના હતા તે સાભળવા ચાહુ છું.

સત્યાર્થિ--ઠીક હવે ઋષિઓનાં મત કહુ છું—

અનુક્રમણિકા નામે એક વૈદિક ગ્રથ છે તેમાં વૈદિક સૂક્તોના કર્તાઓનાં નામ કહેલા છે. આ ગ્રંથ વેદોના જેવોજ ઘણો જુનો છે. એટલે તે વૈદિક વખતથીજ વેદોની હારોહાર પરમ્પરાથી ચાલ્યો આવે છે. અને તે સપ્રમાણ ગ્રથ છે. એ સબધી કોઇને કશી ભ્રાંતિ નથી. આ ગ્રંથમા વેદોના સૂક્તો રચનારાં ઋષિઓનાં નામો કહેલાં છે, એટલુંજ નહિ પણ તેમના બાપદાદાઓ સુદ્ધાના નામ પણ કહેલાં છે.

વેદો રચ્યા અને લખ્યાને બહુ કાળ વિત્યા પછી તે અનાદિ છે એવું જ્યારે લોકો માનવા લાગ્યા, ત્યારે આ વૈદિક ઋષિઓએ એવુ મત જાહેર કર્યું કે, બ્રહ્માએ વેદ કહ્યા ને અમે તેના જોનારા હતા એમ નહિ, પણ અમેજ તેના રચનારા ને લખનારા છીએ. જેમ કોઇ સુથાર ગાડી કે પેટી બનાવે ને પછી કહે મે તે બનાવી, તેજ પ્રમાણે ઋષિઓએ વેદનાં સૂક્તો રચ્યા એમ સાફ પોતે કહે છે. કેટલાક સૂક્તો એવાં છે કે, તે રચવા માટે અમને ઇશ્વરી પ્રેરણા કે મદદ મળી, એવુ પણ ઋષિવરો બિલકુલ કહેતાજ નથી. જુઓ ઋગ્વેદ ૧ ૪૭ ૨.

कण्वासो वाम् ब्रह्म कृण्वन्ति अध्वरे तेषा सु श्रृणुतं हवम् ।

અર્થ—કણ્વ કુળમાં ઉત્પન્ન થયેલો જન આ યજ્ઞમાં તમારી પ્રાર્થના કરે છે તેની હાંક તમે ધ્યાન દઇને સાંભળો. વળી ઋગ્વેદ ૧ ૬૪· ૧૬ માં જુઓ—

एवाते हरियोजन्द सुवृक्ति इन्द ब्राह्मणि गोतमास· अक्रन् ।

અર્થ—હે ઇન્દ્ર ઘોડા જોડનારા, આ સુદર મત્ર ગોતમે તારેજ માટે રચ્યુ છે

...अध प्रियं शूषम् इन्द्राय मन्म ब्रह्मकृतो बृहदुक्थाद् अवाचि। ઋગ્વેદ ૨ · ૩૯: ૮.

અર્થ– આ પ્રિય ને માનપૂર્વક સ્તોત્ર, સ્તોત્રના રચનાર બુહદુક્થે ઇન્દ્રને માટે રચ્યુ છે.

सनायते गोतमः इन्द्र नव्यम् अतक्षद् ब्रह्म हरियोजनाय इ० १ : ६२ १३.

અર્થ—હે ઇન્દ્ર, આ ગોતમ તો પુરાતનકાળના ઋષિઓની પેઠે વર્તે છે. અને હે ઇન્દ્ર, સોનેરી રંગના ઘોડાની જોડ રથે જોડનારા, આ નવુંજ સ્તોત્ર મેં તારેજ માટે રચ્યુ છે.

एवं ते स्तोम तुविजातविप्रो रथं धीरः स्वपाअतक्षम्। ઋગ્. ૫ : ૨ ૧૧.

અર્થ—હે પરાક્રમી (દેવ), જેમ કોઇ હુશિયાર કારીગર રથ બનાવે છે તેમજ મે આ સ્તોત્ર તારેજ માટે રચ્યુ છે.

अस्मा इदु स्तोम संहिनोमि रथं न तष्टेव तत्सिनाय इ० १ : ६१ : ४.

અર્થ—રથની ઇચ્છા કરનાર માણુસને માટે સુથાર રથ બનાવે છે તેજ પ્રમાણે હે ઇન્દ્ર, તારેજ માટે આ સ્તોત્ર હુ રચુ છું.

एतानि वामश्विना वर्धानी ब्रह्म स्तोम गृत्समदासो अक्रन्। तानि नराजुजुषाणोप यात बृहदद्देम विदथे सुवीरा :। २ : ३९ : ८.

અર્થ—હે અશ્વી, આ તમને બળ આપનારાં સૂક્તો ગૃત્સમદાસે કર્યાં છે.

વેદોના સૂક્તકર્તા ઋષિઓ બીજા કવીઓની પોતાની કવીતા માટે દેવોની સહાય માગતા. એક ઋષિ એવું માગે છે, ઋગ્. ૬ ૪૭. ૧૦.

इन्द्र मृळ मह्मं जीवातुम् इच्छ चोदय धियम् अयसो न धारा
यत्किंचि अह त्वायुर् इदं वदामि तज् जुषस्व कृद्धि मा देववंतम् ॥

અર્થ—હે ઈંદ્ર દેવ, દયા કર, મારૂં રોજનું અન્ન મને દે. મારી બુદ્ધિ લોઢાના હથિયાર જેવી તીક્ષણુ કર. જે કાંઇ હમણાં હું તારી અશા રાખીને માગું છું તે માન્ય કર. મને તુ આશ્રો આપ.

सप्रत्नथा कविवृधा: इन्द्रो वाकस्य वक्षणिः। ८ : ५२ : ४.

સાર કે,—પ્રાચીનકાળે ઈંદ્ર કવિતામાં રસભરતા, અને ગીતોની વૃદ્ધિ કરનાર હતો.

વેદોનાં સૂક્તો અનાદિ છે એવું વેદોમાં કોઇ પણ ઠેકાણે કહેલું નથી, એટલુંજ નહિ પણ ઉલટું એમ તો કહેલુ મળે છે કે, ઘણાંક સૂક્તો નવાં છે, એવુ સાફ કહેલું છે, ને કેટલાંક જુનાં છે એવુ પણ કહેલું છે. નવાં સ્તોત્ર રચ્યાં હોય તો દેવોને ઘણો શતોષ થાય છે એવુ ઋષિવર સમજતા હતા. જુઓ ઋગ્. ૧ : ૧૨ : ૧૧.

सनः स्तवानः आभर गायत्रेण नवीय सा। रयिं वीरवती मिषम्।

અર્થ—( હે અગ્નિ ), તદન આ નવા રચેલા મારા સ્તોત્રથી તને ભજું છું. તું મહિમા અને શૂરા પુત્ર તથા પુષ્કળ સપત્તિ લઇને આવ. વળી—

तान् पूर्वया निविदा हूमये वयं भगं मित्रमदिति दक्षमश्रिधम् इ० १ : ८૯ : ૩.

અર્થ—તેમને જુના સૂક્તો મુજબ બોલાવું છું. એટલે ભાઇ અને મિત્રને તેમ, ઇત્યાદિ.

य : पूर्वे याभिर् उत नुतनाभिर् गिभिर् वावृधे ग्रीणताम् ऋषीणाम्। ૬ : ૪૪ : ૧૩.

અર્થ—ઇન્દ્રસ્તવન કરનારા ઋષિઓના જુના અને નવા સ્તોત્રો વડે વધ્યો.

आ सखायः सुवदुर्घाम् धेनुम् अजध्वम उपनव्यसा वचः। ૬ : ૪૮ : ૧૧.

અર્થ—હે સખાઓ ( મિત્રો ), દૂઝણી ગાયોને આ નવાં સ્તોત્રથી અહીં હાંકી લાવો.

नु नव्यसे नवीयस सूक्ताय साधय पथः प्रत्नवद्रोचय सघः। ૯ ૯ · ૮.

અર્થ—( હે સોમ ), અમારા બિલકુલ નવા ને હમણાંના સૂક્તોને માટે તું અમારો માર્ગ તૈયાર કર, અને પૂર્વ પ્રમાણે પ્રકાશ પડવા દે.

ઇત્યાદિ નવાં ને જુનાં સૂક્તોનાં પ્રમાણ છે, પણ આપની ખાતરી માટે એ ઘણાં છે. અને હવે વેદો કોણે લખ્યા એ વાત સાબિત થઇ છે એટલુંજ નહિ, પણ તે અનાદિ નથી એ વાત પર પણ મ્હોર થઇ ચુકી છે. માટે એ વિષે વધારે પ્રમાણોની જરૂર હું જાણુતો નથી ].*

વેદવિદ્વાન—આપે તો એક નવાજ પ્રકારનુ અને તરેહવાર પ્રમાણ આપ્યું, ને એકાએક તેનો જવાબ દેવો એ મને સુઝતું નથી, કેમકે જે કાંઇ આપે કહ્યું છે

* ૨૩ મા પૃષ્ટને અંતે જે નોટ આવે છે તે જુઓ

તે સપ્રમાણ ને શાસ્ત્રાનુસાર છે. અને વળી એ વાતોને હુ સારીપેઠે સમજું છું, પણ મારાથી મનાતું નથી કે સપૂર્ણ હિન્દુશાસ્ત્રની ઉત્પત્તિ કેમ કરીને લૌકિક રીતે થઇ હશે ? શું કોઇ માણસમાં એટલી બધી શક્તિ, બુદ્ધિ ને જ્ઞાન હોઇ શકે શું, કે ઇશ્વરની મદદ વગર આવાં શાસ્ત્રો બનાવી શકે ?

સત્યાર્થિ—હાલ જે શાસ્ત્રો ભરતખંડમાં પ્રસિદ્ધ છે, એઓ કાંઇ એકદમ બન્યાં નથી, પણ ધીમે ધીમે એક પછી એક ઉત્પન્ન થયાં. વેદોની સહિતા જેમાં જુદા જુદા દેવોની સ્તુતિ કરેલી છે, તે ખચિત બીજા બધાં શાસ્ત્રોથી બહુજ જુનાં છે, તે ઘણાં પ્રમાણોથી, અને વિશેષે કરીને ભાષાની ઢબથી જણાય છે. જો કોઇ વેદોની ભાષાનો, અને નવાં સસ્કૃત પુસ્તકોનો મુકાબલો કરે તો જરૂર એ બેઉમાં મોટો તફાવત જોશે. તેમાં જે વિભક્તિ વિગેરેનો ફેર જોવામાં આવે છે તે જરૂર જુદે જુદે વખતે બનાવ્યાના કારણથી થયો છે. જે વખતમાં જુનાં સૂક્તો રચવામાં આવ્યાં તે સમય આર્ય લોકોની ભાષા બરાબર શુદ્ધ ન હતી એટલે સુધરેલી ન હતી. પછી ધીમે ધીમે સાધનો બનાવ્યાથી માંજતાં માંજતાં છેક પાણિનિય વિગેરે વ્યાકરણોએ તેને શુદ્ધ સસ્કૃતનો સસ્કાર આપ્યો. ત્યાર પછી કાંઇ કાળાંતરે એક બીજી દેશભાષા થઇ, એટલે પ્રાકૃત. અને તેની બોલચાલ થવા લાગી ત્યારે સાધારણ લોકોએ સસ્કૃત બોલવુ મુકી દીધુ ; એ રીતે પછી સસ્કૃત તે કેવળ પડિતોની ભાષા થઇ પડી. અને ત્યાર પછી તેનું માન મહાતમ વધી પડ્યુ ને ગ્રથોમાં સુરક્ષીતપણે રહેવુ થયુ. અને એજ કારણથી તે પહેલાંની માફક બદલાઇ ન ગઇ, પણ તે દિવસથી તે આજ સુધી જેવી ને તેવીજ રહેલી છે.

વેદવિદ્વાન—હું જાણતો તો હતો કે વેદો અને પુરાણોની સસ્કૃત ભાષામાં ફેર છે, તે એટલે સુધી કે, કેટલાક શબ્દોનો અર્થ ગુમ થઇ ગયો છે, પરતુ એનુ કારણ હુ બરાબર સમજતો ન હતો, પણ હવે આ તમારા કહ્યાથી સમજ્યો છું. એવોજ ફેરફાર કોઇ બીજી ભાષામાં પણ થયો હશે કે ?

સત્યાર્થિ—હા, બીજા દેશોની ભાષાની પણ એજ રીત છે. પ્રાચિન યુનાની કે ગ્રીક લોકનાં સહુથી જુનાં પુસ્તકોમાં એક એવી ભાષા મળે છે કે, તે એમનાં નવાં પુસ્તકોની ભાષાથી છેક જુદી છે. જેવી રીતે વેદોની સસ્કૃત ભાષા પુરાણોની સસ્કૃતથી જુદી છે, તેવીજ રીતે બધા દેશોની ભાષાઓ વિષે થયું છે. એટલે જે જે ભાષા પૂર્વે બોલાતી હતી તે એજ રીતે ધીમે ધીમે બદલાઇ ગઇ. હવે આપનું ધ્યાન બીજી એક બાબત પર ખેંચવા ચાહું છું તે એ છે કે, કેવળ એકલો ભાષામાંજ ફેર પડ્યો એટલુંજ નહિ, પણ મતોમાં પણ મોટો તફાવત પડ્યો એ ખુલ્લું જણાય છે. વેદોનાં સૂક્તોમાં અગ્નિ, ઇન્દ્ર વિગેરે દેવોનાં નામ લેવામાં આવે છે. અને યાજક (ગોર) લોકો સોમરસ પીવા માટે તે દેવોને પ્રાર્થના અને સ્તુતિ વડે નોતરે છે. અને તે સૂક્તોના કર્તાઓ તે દેવોની

એવી વિનતિ કરે છે કે, ગોધન, એટલે ગાયો વિગેરે ધન મને આપો; લડાઇમાં મને ફતેહમદ કરો ઇત્યાદિ. પણ જે દેવો હાલમા હિન્દુસ્તાનમાં પૂજાય છે તેમની પૂજા તો શુ પણ નામ સુદ્ધા વેદોમાં મળે નહિ; જેવા કે રામ, કૃષ્ણ, મહાદેવ, દુર્ગા, કાળકા, ભવાની ઉમા ઇત્યાદિ. વેદોમાં એ દેવો ને અવતારોનાં નામ શોધ્યાં પણ જડતાં નથી ઋગ્વેદમાં બ્રહ્મા, ને વિષ્ણુનુ નામ કોઇ કોઇ વાર આવે છે. અને રૂદ્ર નામે કોઇ એક દેવની સ્તુતિ ભાગ્યેજ કોઇ ઠેકાણે મળે છે. પણ તે મન્ત્રોમા વિષ્ણુ શબ્દનો અર્થ સૂર્ય છે. પુરાણોમા મળે છે તે વિષ્ણુ આ નથી, પણ તે કોઇ નોખોજ છે. વિષ્ણુના અવતારોનુ કાઇ પણ નામ નિશાણ સૂક્તોમા કોઇ પણ ઠેકાણે મળતુજ નથી. પાછળથી પડિત લોકોએ આ બધી કથાઓની કલ્પના કરી છે, એમા કાંઇ શક નથી.

વેદવિદ્વાન—ઋગ્વેદના પહેલા અષ્ટકના આ વચનોની જોડે તમારૂ કહેવુ શી રીતે મળતુ આવે છે વારૂ? જેમકે,—

इद विचक्रमे विष्णुरित्यादि ॥

વળી ઋગ્વેદના ૨૨ મા સૂક્તની ૧૬મી રૂચા જુઓ.

अतो देवा अवन्तु नो यतो विष्णुर्विचक्रमे ॥

पृथिव्या: सप्त धामभि: ॥ १६ ॥ इदं विष्णुर्विचक्रमे त्रेधा निदधे पद ॥ समूढमस्य पासुरे ॥ १७ ॥ त्रीणि पदा विचक्रमे विष्णुर्गोपा अदाभ्य: ॥ अतो धर्माणि धारयन् ॥ १८ ॥ विष्णो: कर्माणि पश्यत यतोव्रतानिपश्यसे ॥ इन्द्रस्य युज्य सखा ॥ १९ ॥ तद्विष्णो: परमं पद सदापश्यन्ति सूरय: ॥ दिवीव चक्षुराततं ॥ २० ॥ तद्विप्रासो विपण्यवो जागृवास: समिधते ॥ विष्णोर्यत्परम पदम् ॥ २१ ॥ इति.

**અર્થ**—પૃથ્વીનો દેવગણ ભાગ, કે, જ્યાંથી વિષ્ણુએ જોરથી સાત પગલાં ભર્યાં તે અમારી સભાળ કરો (૧૬). જ્યારે વિષ્ણુ આ જગતમા આવ્યો ત્યારે ત્રણ-વાર પૃથ્વી પર પોતાના પગ મુક્યા ને આખુ જગત તેના પગો તળે આવ્યુ (૧૭). વિષ્ણુ તો રક્ષક અને અનાધનંત છે. તેણે ધર્મના કામોની સભાળ કરતાં ત્રણ પગલા ભર્યાં (૧૮). વિષ્ણુ જે ઇંદ્રનો મળતો મિત્ર છે, એનાં કામો તપાસો, કે જેણે ધર્મી લોકોની મનેચ્છાઓ પૂર્ણ કરી (૧૯). જ્ઞાની લોકો વિષ્ણુના પરમસ્થાનને સદા જુએ છે, જેમ ઉઘાડી આખે કોઇ જનને જોતા હોઇએ તેમ તેને સ્વર્ગમાં ખુલ્લે ખુલ્લો જુએ છે (૨૦). જ્ઞાની લોકો ભજનમાં હુશિયાર થઇને વિષ્ણુના એ પરમ તેજોમય પ્રકાશને પ્રગટ કરે છે (૨૧).

તો શું એ વાતોમાં વામનાવતારની વાતો નથી? કે, વિષ્ણુએ વામન રૂપ ધરીને ત્રણ પગલામાં ત્રણે લોક જીતી લીધા. એવી રીતે સાયનાચાર્યે પોતાના "વેદાર્થપ્રકાશ" નામના પ્રખ્યાત ટીકાગ્રંથમાં એ ઋચાઓનો અર્થ ઉઘાડો કરી આપ્યો છે.

સત્યાર્થિ—જ્ઞાની અને વિદ્વાન લોકો જે એનો ખરેખરો અર્થ જાણે છે, તેઓ કહે છે કે, એ ઋચાનો ખરો અર્થ, ને મર્મ તો સૂર્યનો ઉદય, મધ્યાન્હ અને અસ્ત બતાવે છે. પહેલુ પગલુ તે સૂર્યનુ ઊગવુ, બીજુ બપોર, ને ત્રીજુ તે અસ્ત. એવી રીતે નિરૂક્ત નામે ગ્રંથકર્ત્તા દુર્ગાચાર્ય એનો ખરો અર્થ બતાવે છે. તો એ બેમાથી કોનુ ખરૂ માનશો તે મને કહો. અને વળી જુઓ તેનો ઉઘાડો અર્થ છે.

દુર્ગાચાર્ય એમ કહે છે:—

विष्णुरादित्य: कथमिति यत आह त्रेधा निदधे पदम् निधत्तेपदम् निधानम् पदै: क्व तत्र तावत पृथिव्यामन्तरिक्षे दिवीति शाकपूणि: ॥ पार्थिवाऽग्निर्भूत्वा पृथिव्याम् यत्किञ्चिदस्ति तद्विक्रमते तदधितिष्ठति अन्तरिक्षे वैद्युतात्मनादिवि सूर्य्यात्मना ॥ यदुक्तम् तम् अकृण्वन् त्रेधा भुवेकमिति ॥ समारोहणे उदयगिरावुद्यन् पदमेकन्निधत्ते ॥ विष्णुपदे मध्यादिनेऽन्तरिक्षे गयशिरस्यस्तगिरा वित्यौर्णनाभ आचार्यो मन्यते ॥ एवं समुढमस्य पासुरे ॥ अस्मिन्नप्यायने एतस्मिन्नन्तरिक्षे सर्वभूतवृद्धिहेतौ यन्मध्यमं पद विद्युदात्मक तत्समूढ अन्तर्हितं न नित्यं दृश्यते इति ॥

અર્થ—વિષ્ણુ કઇ રીતે સૂર્ય ઠરી શકે છે? એનો ખુલાસો આપતાં (દુર્ગાચાર્ય) એમ કહે છે કે,—"તેણે (સૂર્ય) ત્રણવાર પોતાના પગ મુક્યા. (ત્રણ પગલા ભર્યા) ક્યા મુક્યાં? શાકપુણીના કહ્યા પ્રમાણે પૃથ્વી, આકાશ ને સ્વર્ગમાં મુક્યાં, એટલે જે કાંઇ પૃથ્વીમાં છે તેમાં અગ્નિના રૂપ થઇને વાસ કરે છે. અને આકાશ (અતરિક્ષ)મા વિજળીરૂપ થઇને તથા સ્વર્ગમાં સૂર્યરૂપ થઇને (વાસ) કરે છે એમ કહેલુ છે. જેમ કહ્યુ છે કે,

तमुअकृण्वन्त्रेधा भूवेकमिति ॥

ઓર્ણનાભ આચાર્યનો એવો મત છે કે, समारोहण એટલે પૂર્વમાં ઉદય (પ્રકાશ) થાય છે એ એક પગ, અને બીજે બપોરે આકાશ (અન્તરિક્ષ) મા મુકે છે, અને ત્રીજે ગાયને માથે એટલે અસ્તસ્થાને (આથમણે) મુકે છે. એના વિષે એમ કહ્યુ છે કે, समूढमस्य पासुरे એનો અર્થ એ છે કે આ

અપ્યાયન્ એટલે આકાશમાં કે જેમાં સર્વ તત્ત્વોનું મૂળ છે, તેમાં જે વિજળીરૂપ વચલો પગ તે ગુપ્ત કે છાનો છે એટલે તે હમેશાં જોવામાં આવતો નથી.

આ બુદ્ધિવાન પંડિતના ખુલાસામાં વામનાવતારની કાંઇ પણ વાત મળતી નથી. આ ઋચામાં વિષ્ણુના મહાપદ વિષેનું જે વર્ણન આવે છે એનો અર્થ માત્ર એટલોજ છે કે સૂર્યનું આકાશમાં સાથી ઉંચા ઠેકાણામાં એટલે મધ્યાન્હ કે બપોર એજ છે. એને લીધે આકાશનું એક બીજુ નામ વિષ્ણુપદ (પગ) છે, ને વાતચિત (વ્હેવાર) ની આ રીતને લીધે દુર્ગાચાર્યનું આ કહેવુ પણ ખરૂ છે, અને એના જેવોજ રૂદ્ર શબ્દનો અર્થ પણ વેદોમાં અગ્નિ એવો થાય છે, ને એનો જે ખુલાસો વેદોમાં કરેલો છે તે પુરાણોના રૂદ્રથી છેક જુદોજ છે.

હવે પંડિતજી, આ વાતો જેની ચર્ચા આપણે કરી તેનો વિચાર કરવાથી એ બધી વાત મારા સમજવા પ્રમાણે સત્ય ને સપ્રમાણ છે. એટલે કે વેદોના મૂળ કર્તા માણસ હતાં, જેઓનાં નામ વેદાનુક્રમણિકાના પુસ્તકમાં લખ્યાં છે; તેથી જણાય છે કે તેનો કર્તા બ્રહ્મા હતો એવુ કોઇ પ્રમાણ કે લક્ષણથી જણાતું નથી; અને વિવેકબુદ્ધિથી પણ એ વાત સાબિત થઇ શકતી નથી. મંત્રકર્તા પોતાના બાપદાદાઓના દેવોને એટલે જેની સેવા તેઓ કરતા હતા તેઓને યજ્ઞો કરીને ખુશી કરતા હતા, ને પોતાના રચેલા સ્તોત્રોથી તેમના વખાણ કરતા હતા. એવાં સ્તોત્રોને પંડિત લોકોએ મંત્રો અથવા સૂક્ત એવુ નામ આપ્યુ. પાછળ હુ કહી ગયો છુ કે પુરૂષસૂક્ત કે જેમાં પરમાત્માની સ્તુતિ કરેલી છે તે બીજા બધાં સૂક્તો કરતાં તદન નવાં છે. આપના પ્રેમાળ અને સત્ય સંવાદથી મને અતિ ઘણો આનંદ થયો છે, પણ વાતચિત કરતાં હવે તો બહુ રાત ગઇ, માટે હવે આપને વધારે તસ્દી આપવી મને ઉચિત લાગતુ નથી. જો આપની મરજી હોય તો આપણે સવારે પાછા આ ઠેકાણે મળી સંવાદ ચલાવીશુ, અને આ ભારે ને મોટી બાબત વિષે કાંઇ વધારે ખુલાસો કરીએ તો ઠીક

વેદવિદ્વાન—વેદોનો જે ખુલાસો આપે આ વખતે કર્યો તે કોઇ વાતોમાં મારી પહેલી સમજને વિરૂદ્ધ છે તેથી તે હું એકદમ માની ગ્રહણ તો કરી શકતો નથી. તો પણ હુ કબુલ કરૂ છું કે, આપ એક ખરેખરા સત્યવિચારી છો અને આપનું કહેવુ ખચિત વિચાર કરવા લાયક છે, એ માટે હું તે પર વિચાર કરીશ, ને જે મને સુઝશે તે મોટા આનંદથી સવારે આપણા મિલાપમાં આપને કહીશ.

એટલી વાત કરીને એ બેઉ પંડિતો એકબીજાને સલામ પ્રણામ કરી વિદાય થયા. પણ હુ થોડી વાર સુધી બેઠો બેઠો ગંગા નદીના વ્હેતા સુંદર પ્રવાહને જોતો હતો. તે અજવાળિયુ હતુ; ચંદ્રમાનું તેજ ચારે તરફ ફેલી રહ્યું હતું, ને પોતાનુ ગોળ મ્હો પ્રકાશમાં ગંગા નદીના જળમાં જોતો ના હોય એમ લાગતું હતુ. આ દેખાવ જોઇ મેં વિચાર કર્યો કે આ ચંદ્રમા તે એક બુદ્ધિવાન અને

સત્યવિચારી તથા ધર્મી માણુસની ઉપમારૂપ થઇ શકે છે, કેમકે જે રીતે ચદ્રમા સૂર્યથી પ્રકાશ પામીને છાનોમાનો રહી પોતાનાં કોમળ કીરણો ચારે તરફ બળથી ફેલાવી બધી વસ્તુને પ્રકાશ આપે છે, એ રીતે ખરા ધર્મનો સત, પરમેશ્વર જે સત્યના સૂર્યરૂપી છે તેથી ગ્નાનરૂપી પ્રકાશ પામીને ઘણી નમ્રતાથી બીજાઓને પમાડવા પ્રયત્ન કરે છે. ને જો કોઇ ચોકખા ભાવે ને નિષ્પક્ષપાતથી સત્ય-વિચાર પુરૂષોની સાથે સત્યસવાદ કરે છે ત્યારે ચદ્રમાની પેઠે પોતાના કોમળ કીરણોરૂપ ગ્નાનનુ અજવાળુ શ્રોતાઓના મનમાં ઉતારશે; ને જેમ ચદ્ર ગગા-જળમાં દેખાય છે તેવી રીતે માણસ પોતે કેવો છે તે જોઇ શકશે; એમ વિચાર કર્યા બાદ હુ પોતાને ઘેર ચાલ્યો ગયો

---

## સંવાદ ૩ જો.

### ષટ્દર્શનો વિષે.

બીજે દિવસે હુ વહેલો ઉઠી તૈયારી કરીને જ્યાં બે પડિતો વાતચિત કરતા હતા તે ઠેકાણે ચાલ્યો ગયો. ત્યાં જઇને જોઉં છુ તો વેદવિદ્વાન પડિતજી એકલાજ આવીને બેઠેલા છે તેના સદ્ગુણી મુખ પર ઘણી ગભીરતા અને ચિતાના ચિન્હ દેખાતાં હતા. મે તરત વિચાર્યું કે, તે કોઇ મોટા ને ભારે વિચારમા પડેલ છે; તે કારણથી મેં એકદમ તેમનો મિલાપ ન કર્યા પણ છેટે છેટે ફર્યો. એવામા જોઉં છુ તા સત્યાર્થિ સાહેબ સપાટાભેર ચાલ્યા આવે છે. તેઓ આવ્યા એટલે બન્ને પડિતોએ એક બીજાને ક્ષેમકુશળ પુછ્યાં, અને પ્રથમની પેઠે સવાદ કરવા લાગ્યા.

વેદવિદ્વાન—ગઇ કાલે જે સત્ય સવાદ આપે કર્યો તે વિષે મેં બહુ વિચાર, ને શોધ કીધો. આપનાં પ્રમાણોનો ઉત્તર તો હુ આપી શકતો નથી. આપનાં પ્રમાણોથી એટલુ તો સાફ જણાય છે કે, વેદાદિ શાસ્ત્રોની ઉત્પત્તિ કેવળ માણસોથીજ થઇ છે તોપણ એ વાત હુ એકાએક માની કે ગ્રહણ કરી શકતો નથી, કેમકે બાળપણથી એ શાસ્ત્રોને મેં ઇશ્વરવાણી અને દેવદત્ત માની લીધાં છે. હા, એટલું તો ખરૂ કે, એના ખરા ખોટાની જોઇએ તેવી તપાસ મેં કરી નથી. એનું કારણ એ છે કે, હુ સમજ્યો કે એવુ કરવુ તે શાસ્ત્રના ગ્નાનપૂર્વક બોધનો નકાર કરવા સમાન છે. પણ હવે હું આપના કહેવાથી સમજ્યો કે, ખરી વાતની પરીક્ષા કરવા, અને શોધખોળ કરવામાં કોઇ પણ પ્રકારનો અનાદર કે પાપ લાગતું નથી. તો હવે હું આપને પુછું છુ કે, જો શાસ્ત્રની આવી મહા ગ્નાને ભરેલી વાતો ઇશ્વર તરફથી નથી આવી, તો આવું ચમત્કારિક ગ્નાન માણુસની સ્વાભાવિક બુદ્ધિમાંથી કેમ કરીને નિકળે તે મને કહો.

સત્યાર્થિ—માણુસ જાતનો પ્રથમ ઇતિહાસ તો બહુ વિસ્તારથી કહેલો નથી પણ તેનુ સક્ષેપ વર્ણન આ પ્રમાણે કહેલુ છે કે, જ્યારે આરભમાં માણુસ જાતનો મૂળ પિતા ઉત્પન્ન થયો ત્યારે તે સ્વબુદ્ધિની શક્તિ મુજબ ઇશ્વરને ઓળખીને તેની સેવા સારી રીતે કરી શકે એવો હતો. પણ જ્યારે તેણે ઇશ્વરની આજ્ઞા લોપી, ત્યારે તેની પવિત્રતા જતી રહી ને તેની ખરી બુદ્ધિ બગડી ગઇ, ત્યારથી તેમાંનુ ઇશ્વર વિષેનુ ખરૂ જ્ઞાન પણ ઘટતુ ગયુ. હાલ તો મારો વિચાર નથી કે, એ બાબત વધારે બોલું, પણ આગળ જતાં માણુસની ઉત્પત્તિ, ને પાપ પ્રવેશ વિષે સવિસ્તર કહીશ. પણ જ્યારે આ દેશમા વેદોનાં સૂક્તો રચવામાં આવતા હતાં, ત્યારે ઇશ્વરનુ ખરૂ જ્ઞાન માણસોમાથી ઘણુજ ઘટી ગયુ હતું. હા, તે સમયના માણસો પરમાત્મા પરમેશ્વરને વિસરી જઇને અનેક પ્રકારના દેવ દેવીઓને માનવા લાગ્યા હતા. આવો ખોટો મત શી રીતે ઉત્પન્ન થયો હશે? ઓ પડિતજી, એ સબધી મારો વિચાર હવે હુ આપને જણાવુ છું તે ધ્યાનપૂર્વક સાંભળશો.

પરમેશ્વરે અગ્નિ વિગેરે અચેતન પદાર્થોમા મહા મોટી પ્રતાપી અને તેજોમય શક્તિ મુકેલી છે. અગ્નિની અસહ્ય ગરમીથી મોટાં મોટા વનોના વનો બળીને ખાખ થઇ જાય છે. વાયુની ભયાનક આધિઓથી મહા જગી વૃક્ષો મૂળો સમેત ઉખડી પડે છે. જળની મહા રેલોથી ગામોનાં ગામો તેના રહેવાસીઓ સુદ્ધાં પાયમાલ થઇ જાય છે સૂર્યના તાપથી ભૂમિ, ઘાસ ને ફળ ફૂલ વિગેરે બળી જાય છે. નભમડળમાં સૂર્ય એ એક મહારાજા જેવો પોતાની જ્યોતિએ ગગનને તથા પૃથ્વીને દૈદિપ્યમાન કરતો ચાલ્યો જાય છે. વળી ઋતુ પ્રમાણે વરસાદ (ઈંદ્ર) વરસીને ભૂમિને ભિજવે છે, ને તેથી અનેક પ્રકારના ધાન્ય અને ફળ ફૂલ નિપજે છે, જેથી પ્રાણી માત્રનુ પોષણ થાય છે. તેથી અગ્નિ, વાયુ, સૂર્ય, જળ, ઇન્દ્રાદિમાં એવી શક્તિ જોઇને આંધળી આસ્થાના માણસોએ તેમને ચેતન્ય (જીવવત) ધારીને દેવની માફક તેમની સેવાપૂજા કરવા માંડી. એવીજ રીતે મોટાંને જોઇ સાધારણ લોકો પણ એમને દેવ ગણી માનવા લાગ્યા. તે એટલે સુધી કે વેદોમા તેમનું નાનામોટાપણુ તથા બાળ ને યુવ, વૃદ્ધપણા સુધીનું વર્ણન પણ કરેલુ છે. જેમકે, ऋग्वेदना ૨૭ મા સૂક્તની ૧૩ મી ઋચામાં લખ્યુ છે કે,—

नमोमहद्भ्यो नमोअर्भकेभ्यो नमोयुवभ्यो नमआशिनेभ्योः य जामदेवान् यादि शन्कुवाम माज्यायसः शंसामावृक्षि देवाः ॥ १३ ॥

અર્થ—દેવોમાં જે મોટા છે તેમને નમસ્કાર, ને જે નાના છે તેમને નમસ્કાર. જે જુવાન ને બાળક છે તેમને નમસ્કાર, ને જે વૃદ્ધાવસ્થાએ પહોંચ્યા છે તેમને પણ નમસ્કાર. અમે પોતાનાં સ્તોત્રો વડે બધા દેવોની પૂજા કરીશુ. ઓ દેવો, તમે જે સહુથી મોટા છો, તમારા વિધિઓ હુ ભગ નહિ કરૂ.

હવે આપ વિચારી જોશો કે આવા પ્રકારની વાતો ઇશ્વરના સત્ય જ્ઞાનને મળતી છે કે ઉલટી છે? તે તમે પોતેજ ઠરાવો.

વેદવિદ્વાન—હું તો નથીજ કહી શકતો કે, અગ્નિ, ઈંદ્ર, વાયુ તે ઇશ્વર છે. પણુ તેથી ઇશ્વરની શક્તિ માલમ પડે છે. અને એમની પૂજા કરવાનું એજ પ્રયોજન છે કે, તેથી તેની (વસ્તુની) નહિ પણુ ઇશ્વરની પૂજા તે વડે કરવામાં આવે છે.

સત્યાર્થિ—આપ તો એમ કહો છો ખરા, પણુ સૂક્તો રચવાની મતલબમાંથી એવો ભાવાર્થ કદી નીકળનારજ નથી. એથી ઉલટુ એ તો સાફ દેખાઇ આવે છે કે સૂક્તોના કર્તા એજ પદાર્થોને ચેતન્ય સમજતા હતા. નહિ તો તેની વિનતિ ને સ્તુતિ, વખાણુ શુ કરવા કરે? બધા દેવો કેવળ કલ્પિત છે, ખચિત કોઇ પણુ વસ્તુ યા પદાર્થ જીવવત કે ચેતન્ય નથી. તો તેથી સ્પષ્ટ દેખાય છે કે તેમની સ્તુતિ ને મત્રો પણુ માનુષ્ય કલ્પિતજ છે. અને જેમ વેદોના અનુક્રમણિકાના કર્તાએ તેના કલ્પનાર ઋષિઓનાં નામ લખ્યાં છે, તેમજ ઋગ્વેદના પહેલા સૂક્તમાં ઋષિઓના બે મોટા ભાગ કર્યા છે, એટલે જુના ને નવા ઋષિઓ :—

अग्निः पूर्वेभिः ऋषिभिरीड्यो

नूतनैरुत सदेवान् एह वक्ष्यति ॥ इति.

અર્થ—જે અગ્નિ છે તેની સેવા જુના અને નવા ઋષિઓ કરે છે, તે દેવોને અહી તેડી લાવે.

એથી જણાય છે કે, કેટલાએક મત્રકર્તા ઋષિઓ જુના ને નવા હતા. તે પ્રમાણે ઓ પડિતજી, કેટલાક મત્રો પણુ જુના ને નવા હતા એ આપને પણુ બરાબર યાદ છે. જુઓ શુન શેપની કથામાં ૨૭મા સૂક્તની ૪થી ઋચામાં, શુન.શેપ પોતેજ પોતાના મત્રનુ નવાપણું જણાવે છે, જેમ કે,—

इममुषु त्वमस्माक सानि गायत्रं नव्यास अग्ने देवेषु प्रवोचः ॥ इति.

અર્થ—હે અગ્નિ, તુ અમારાં આ અર્પણુ, અને નવાં સ્તોત્રો જઇને દેવોની હજુરમાં કહે.

અને એ વાતની સાબિતીનુ પ્રમાણુ આપવુ એ કાંઇ મુશ્કેલ નથી. કેમકે જ્યારે કોઇ રાજા કે મોટો ગૃહસ્થ કોઇ અવસરે યજ્ઞ કરવા ચાહતો હતો ત્યારે પોતાને ખાસ જોઇતો હોય એવો મત્ર કે સૂક્ત કોઇ કવિને કહી રચાવતા હતા. સૂક્તોની મતલબનો વિચાર કરતાં જણાય છે કે, એવી રીતે ખાસ પ્રસંગને માટે ઘણા મત્રો રચવામાં આવ્યા હતા. કેમકે રાજાઓનાં નામ, અને તેમના શત્રુઓની સાથેનું સગ્રામ, લડાઇઓ તથા વિજયો વિષે સૂક્તોમાં વારવાર વર્ણન આવે છે. એ સૂક્તોનુ એવુંજ સ્વરૂપ આજ સુધી જેમને તેમજ રહેલું જણાય

છે. શરૂઆતમાં જે કવિઓએ તે બનાવ્યા હતા તેમનો હેતુ કેવળ દેવોની સ્તુતિ કરવાનોજ હતો. કોઇ વિશેષ બાબત તેમાં માલમ પડતીજ નથી. કોઇ પણ મંત્રકર્તા પોતાનો મંત્ર રચતી વખતે એવી ભાવના કદી પણ રાખતો ન હતો કે, દેવોની સ્તુતિને અર્થે આ મેં જે મંત્ર રચ્યો તે બ્રહ્માના મુખમાંથી ઉત્પન્ન થયો. તેઓ સ્વપ્નમાં પણ એવુ ધારતા કે માનતા ન હતા. પરંતુ પોતાનાજ વખતમાં બનેલી હકીકત એટલે લડાઇઓ અને જીત વિગેરે તે કરનાર રાજાઓના નામની સાથે પોતાના મંત્રોમાં વર્ણવતા.

વેદવિદ્વાન—હવે જો કે પુસ્તકો અને સૂક્તોની એવીજ દશા છે, તો આપ કહો, કે પાછળથી એમનો એટલો બધો મહિમા ને સન્માન શા કારણથી વધી ગયુ ?

સત્યાર્થિ—તો સાંભળો, બહુ કાળ વિત્યાના કારણથી એ સૂક્તો જુના થઇ ગયાં. તેથી પ્રાચીનપણાને લીધે પંડિત લોકો તેનો બહુ આદર સત્કાર કરવા લાગ્યા. એ પછી ધીમે ધીમે ભોળા પંડિતોએ તેને બ્રહ્માનાં કહેલાં ને કરેલાં ઠરાવ્યાં. સૂક્તોના અર્થમાં પણ એ ભાવનાએ ભેળ કરવામા આજ સુધી પણ યુક્તિઓ યોજતાજ રહ્યા છે; પણ ફાવ્યા નહિ. અને ઓ પંડિતજી, એવાં સૂક્તો છે કે, જેનો અર્થ, અને વૃત્તાંત એવા તો સ્પષ્ટ છે કે તેને અનાદિ અથવા બ્રહ્માના મ્હોમાથી નિકળ્યા, એવુ માનવુ એ કોઇ પણ બુદ્ધિવાન સત્યાર્થિ પંડિતને લાયક નથી.

શરૂઆતથી વેદોના સૂક્તોની સંહિતા થઇ ન હતી, પણ જેવા સૂક્તો બીજાઓના મુખથી ઉચ્ચારવામા આવ્યા હતા તેવા ને તેવાંજ હાલ સુધી ભરતખંડમાં મોજુદ છે. એવો સંભવ છે કે, વશિષ્ટ ને વિશ્વામિત્ર વિગેરે ઋષિઓનાં સૂક્તોને એ ઋષિઓના વંશજોએ બહુ જતનથી જાળવી રાખ્યાં અને એમ તે પરંપરાના થઇને બહુ જુના થઇ ગયા હતા, તેથી સાધારણ લોકો તેનો બહુ આદર સત્કાર કરવા લાગ્યા. આ જગતમાં કોઇ પણ વસ્તુ બહુ પુરાણી થઇ જાય છે, ને તેવી બીજી ઝાઝી જોવામાં આવે નહિ, તો એવી જુની ચીજને લોકો બહુ અજાયબીથી ધારી ધારીને જુએ છે, ને તેનો આદર સત્કાર અને સન્માન બહુ કરે છે. એવી રીતે જોતાં કોઇ વિવેકીને કાંઇ નવાઇ નહિ લાગે કે, અજ્ઞાન અને સાધારણ લોકો વૈદિક સૂક્તોને ઇશ્વરવાણી કરી માને એ નવાઇ જેવું નથી. ને વળી સૂક્તોના રચનાર જે પ્રાચિન ગોર હતા તેમને પણ દેવો કહેતા હતા. એવા અરસામાં વ્યાસ ઇત્યાદિ શાસ્ત્રીઓએ બધાં સૂક્તો જે તે વખતના માણસોના સ્મરણમાં રહ્યાં હતાં, ને જ્યાં જ્યાં વેરાયલાં હતાં ત્યાંથી બધાં એકઠાં કર્યાં, તે સંગ્રહને સંહિતા કહે છે. સૂક્તોનો સંગ્રહ કરવાથી તેમનાં નામ વ્યાસ એટલે સંગ્રહ કરનાર એવું પડયું. વ્યાસોમાં સહુથી છેલ્લો

સગ્રહ કર્તા કૃષ્ણદ્વૈપાયન બતાવેલો છે. એના પહેલાં બીજા કેટલાક હતા, એવી વાતો પુરાણોમાં આવે છે, પણ શું ખરૂં, અને શું ખોટું તે કોઇ જાણતો નથી. કેમકે પુરાણોની કથાઓ માત્ર વેદોનો મહિમા વધારવાને માટે કલ્પવામાં આવી છે. તે કારણથી સત્ય શું તે ખચિત ને ખુલ્લું જણાતું નથી.

જ્યારે વ્યાસે પોતાના શિષ્યોની સહાયતાથી ઋગ્વેદની સહિતા કરી, ત્યારે આર્ય લોકોની ભાષા પહેલાંના જેવી સ્થિતિમાં ન હતી. પડિતોનાં વ્યાકરણોનાં સાધને કરીને સુધરતાં સુધરતાં એ ભાષાનુ એક નવુજ (સસ્કૃત) સ્વરૂપ થઇ ગયુ હતું. જે અરસામાં વ્યાસો વિગેરેના હાથથી સૂક્તોની સહિતા બની તે અરસામાં એ સૂક્તો ઘણુ કરીને બહુજ જુનાં થઇ ગયાં હતાં. પરંતુ એ પણ યાદ રાખવુ જોઇએ કે, બધાં સૂક્તોની ઉત્પત્તિ એક સમયમાં થઇ એમ ન સમજવું. કેમકે જુદા જુદા વખતનાં વૃત્તાંતો જુદે જુદે વખતે એક પછી એક લખવામાં આવ્યા. અને વળી સહિતા કરનાર પડિતોએ કોઇ એકાદ નવુ સૂક્ત પણ રચીને પ્રાચિન સૂક્તોની સાથે મેળવી દીધુ તેથી તે પણ જુનામાં ગણાયું.

વેદવિદ્વાન—આપે તો આગળ કહ્યું હતુ કે, પુરૂષસૂક્તની ભાષા વેદોનાં બીજા સૂક્તોથી નવી જણાય છે.

સત્યાર્થિ—હા, એ ખરૂં, કે જ્યારે જુનાં સૂક્તોની સહિતા બનાવવામાં આવી, તે અરસામા તો પુરૂપસૂક્ત નવુજ કહેવાય, માટે તે વખતે તેની ભાષા પણ નવી. હવે હે પડિતજી, મારે વેદો બાબત ખરો ખુલાસો આપવો છે તે સાભળશો.

(૧) ઋગ્વેદમાં જે જે સૂક્તોની સહિતા છે, તે વેદમા તેનુ મૂળ રૂપ માલમ પડે છે. એટલે એવુ રૂપ કે, જેવુ પ્રથનથી પુરોહિતે (ઉપાધ્યાએ) રચ્યુ હતુ તેવુ ને તેવુંજ છે.

(૨) સામવેદમા જે સૂક્ત સામન કહેવાય છે, તે ઘણું કરીને ઋગ્વેદનો ભાગ છે. ઋગ્વેદની ઋચામાં અનેક પ્રકારનો ફેરફાર કરીને સામવેદમાં ઊંચે રાગે ગાવાને વાસ્તે ગાયનો બનાવ્યાં છે.

(૩) યજુર્વેદમાં પણ જે જે સૂક્તો એકઠાં કરવામાં આવ્યા છે, તે ઘણું કરીને ઋગ્વેદનો ભાગજ છે. યજુર્‌ને લીધે તેનુ સ્વરૂપ કાંઇક બદલી નાંખ્યુ છે.

(૪) અથર્વવેદનાં સૂક્તો ઘણુ કરીને બીજા ત્રણ વેદોથી નોખાં છે, તેમાંનાં કેટલાંએક તો પોતાના શત્રુઓને શાપ દેવાની મતલબનાં છે, ને બીજાં કેટલાંક તો પોતાની રક્ષા કરવા માટે કલ્પેલાં છે, અને બાકીનાં દર્ભ વિગેરે વનસ્પતિઓને સંબોધન કરેલું છે. અથર્વવેદની વાતો પર વિચાર કરવાથી વિદ્વાન લોકો કહે છે કે, તેનાં ઘણાં ખરાં સૂક્તો ઋગ્વેદના સૂક્તોથી નવાં છે.

વેદવિદ્વાન—સૂક્તોની વાતો જે તમે કહો છો તે તો અગ્નિ વિગેરે દેવોનાં સ્તોત્રો છે, ને પરમેશ્વરના સત્ય જ્ઞાનની વિરૂદ્ધ છે એવુ મને પણ લાગે છે. કેમકે તે ઉપનિષદના સબધમાં બરાબર મળતાં આવતાં નથી. કેમકે ઉપનિષદ્‌માં એ દેવોનુ કાઇ એટલુ બધુ ભજન કરવામાં આવેલુ જણાતુ નથી. પણ ઉપનિષદ્‌મા તો વિશેષે કરીને એક પરમાત્માનું ભજન કરવામાં આવે છે એ હુ જાણું છું.

સત્યાર્થિ—આપનુ કહેવુ યથાર્થ છે. અને એનુ કારણ એ છે કે, જ્યારે વેદોની સહિતા થઇ ને બધેબધ ફેલાઇ ગઇ હતી, ત્યારે પડિત લોકોએ બહુજ મહેનતથી તેનો અભ્યાસ કર્યો, ને બધાથી મોટા ને પ્રસિદ્ધ પડિતો પોતપોતાની સમજ ને જ્ઞાન પ્રમાણે તેનો અર્થ જણાવવા લાગ્યા. અને એવી રીતે વ્યાકરણાદિ વેદોના બધા અગો કે જેમાં વેદનો ખુલાસો કરવામા આવે છે તે બધાં એક પછી એક રચવામાં આવ્યાં. ત્યાર પછી આ દેશના રહેવાસીઓ એવી એવી વિદ્યાઓમાં કાંઇ કાંઇ ભોમિયા થવા લાગ્યા, અને અનેક જાતના ઉડા મર્મો ને વાદવિવાદોમાં પ્રવિણ થઇ પ્રવેશ કરવા માંડ્યો. એટલે જેમકે, આ જગત કેમ કરીને બન્યુ હશે ? શુ તે અનાદિ હશે ? અથવા તેનો આરભ હશે શુ ? શુ તેનો કોઇ કર્તા હશે ? ને જો હશે તો શામાંથી તે બનાવ્યુ ? વળી તે કર્તાનો કાઇ આકાર કે રૂપરગ હશે ? અથવા તે નિરાકાર હશે ? શુ તે સગુણ કે નિર્ગુણ ? એવા એવા મહા ગૂઢ વિષયોનુ જ્ઞાન પામવાની અભિલાષાથી પડિતો વિવેચન કરવા લાગ્યા અને એવી વાતોનો ખુલાસો કરવામાં જ્ઞાનીઓની સ્વાભાવિક બુદ્ધિના બળથી ઉપનિષદ્ નામે પુસ્તકો રચવામાં આવ્યાં. તે વખતથી પૂર્વેના વૈદિક દેવોનો મહિમા કે જેમનુ આદરમાન સૂક્તોમાં કરેલું હતુ તે ધીમે ધીમે ઓછુ થવા લાગ્યુ. જો કે ઉપનિષદોમા અગ્નિ ઇન્દ્રાદિનુ વખાણ છે ખરૂ, તો પણ બ્રહ્મ જે પરમાત્મા છે તેનુ મહત્વ ને વખાણ વધારે જોવામાં આવે છે ; ને એ પણ વાત ખુલ્લીજ છે કે ઉપનિદ્‌ના રચનારા બ્રહ્મને ઇન્દ્ર, અગ્નિ વિગેરેથી બહુજ શ્રેષ્ઠ માનતા હતા. એ પછી જ્યારે એવી બાબતોમાં પડિતોનો ખુલાસો ભિન્ન ભિન્ન થવા લાગ્યો ત્યારે વિદ્વાન લોકોએ તરેહ તરેહના અનેક અનેક મતો પોતપોતાની સમજ પ્રમાણે આ દેશમાં ચલાવ્યા. એવી રીતે ષડ્દર્શનોની ઉત્પત્તિ થઇ. અને તે પડિતો તથા મુનિઓની બુદ્ધિના પ્રમાણુ મુજબ માન્ય કરવામા આવ્યા, ને આજ સુધી મનાય છે.

વેદવિદ્વાન—આપ તો એવુ ઠરાવો છો કે આ મોટા મોટા મુનિઓનુ શાસ્ત્ર કેવળ એમની સ્વાભાવિક બુદ્ધિ માત્રથી રચવામાં આવ્યુ તે કાઇ ઇશ્વરવાણી નથી, તો હુ આપને પુછુ છુ કે, એ વાતનુ કાંઇ પ્રમાણ છે શુ ?

સત્યાર્થિ—પડિતજી, વગર પ્રમાણે કોઇ વાતને ખરી ન માનવી, એ માટે હુ આપને કહુ છુ કે, એ શાસ્ત્રોને ઇશ્વરવાણી બીલકુલ માનવાંજ નહિ, કેમકે એ

શાસ્ત્રો ઇશ્વરવાણી છે એવુ કોઇ પ્રમાણ મળતુજ નથી તેથી તેમને માનવકૃત માનવાં એ ઉચિત છે. અને એ વાતનુ પ્રમાણ તો સ્પષ્ટજ છે કે, વેદાન્ત, ન્યાય, સાંખ્ય ઇત્યાદિ શાસ્ત્રોમા અનેક પ્રકારની ભૂલો, અને અનેક પ્રકારની વિરૂદ્ધતા માલમ પડે છે; તેથી એવાં શાસ્ત્રોને ઇશ્વરવાણી માનવાં એ બુદ્ધિવાનની બુદ્ધિને પણ વિરૂદ્ધ છે. વ્યાસનો મત એવો છે કે, જગતનુ મૂળ કારણ બ્રહ્મ છે; તેનુ ઉપાદાન કારણ તેજ છે, ને કેવળ બ્રહ્મજ બધુ છે. સાંખ્યમાં કપિલ કહે છે કે મૂળ પ્રકૃતિ એજ નિત્ય છે અને પોતપોતાને ફેરવીને જગત ઉત્પન્ન કરે છે. અને એનુ માનવુ એજ કે ઇશ્વર છેજ નહિ પણ પતંજલી કહે છે કે, ઇશ્વર એક છે, ને તેજ સસારનો સૃજનાર છે. વળી ગૌતમ કહે છે કે ઇશ્વર ઘણી ઝીણી પરમાણુઓને એકઠી કરીને, એટલે જે પરમાણુઓ અનાદિ છે તે લઇને તેમાથી જગત બનાવે છે. એ બધુ શિક્ષણ મોટા મુનિઓને નામે ભરતખંડમા મશહુર છે અને એ દરેક મુનિ કહે છે કે, મારાજ મત મુજબ ચાલવાથી મોક્ષ મળે છે, મારૂજ કહેલુ સત્ય છે.

તો હવે હુ આપને પુછુ છુ કે, શુ સત્ય અને અસત્યમાં કશો ભેદ નથી? શુ તે એકજ છે? તમે કહેશો કે, ના, એક નથી પણ જુદા છે, તો શુ એ બધા શાસ્ત્ર ખરા ઠરી શકે શું? ના ઠરી શકતા નથી. તો કોણ સમજુક કહી શકે કે, એ બધાં સત્ય છે? ને જો સત્ય નથી, તો ઇશ્વરવાણી કોણ કહી શકશે? ને ઇશ્વરવાણી નથી તો તે શાસ્ત્ર કેમ ખરૂ માનવુ? હા, તે કેવળ માનવકલ્પિત માનવુ.

વેદવિદ્વાન—હા, મને યાદ છે કે, કેટલાક વિદ્વાનો એમ કહે છે કે, “ જૈમિની અને વ્યાસ વિના બીજુ કોઇ દર્શન પ્રમાણિક નથી. જેમકે—

अक्षपादप्रणीते च काणादे: साख्ययोगयो: ।
त्याज्यः श्रुति विरुद्धोशः श्रुतैकशरणैर्नृभिः ॥
जैमिनीये च व्यासे विरुद्धाशो न कश्चन ॥ इति.

અર્થ—જે પુરૂષોને કેવળ વેદનોજ ભરોસો છે, તેમણે જરૂર અક્ષપાદ એટલે ગૌતમ અને કાણાદ વિગેરેનાં શાસ્ત્રોમાં જેટલુ વેદને ઉલટુ હોય તેટલું પડતુ મુકવું. પણ જૈમિની અને વ્યાસજીના શાસ્ત્રમાં કોઇ ભાગ વેદને વિરૂદ્ધ નથી, તે બધુ વેદ સમાન ખરૂ માનવુ.

સત્યાર્થિ—એવુ તો કહે છે; પણ પડિતજી, એમાં એક વહેમ પેદા થાય છે કે, એક બે મુનિ ભૂલ્યા તો બીજા પર પણ ભ્રાતિ આવ્યા વગર કેમ રહે? કપિલ વિગેરે મુનિઓ કરતા શુ વ્યાસજી મોટા છે? ને જો કે પૂર્વેના મોટા મુનિઓએ ભૂલ ખાધી, તો આ પાછળનાએ નથી ખાધી એનું પ્રમાણ શુ?

મિમાંસાવાળા એવું કહેતા હશે ખરા, કે જૈમિની અને વ્યાસજીનાં મત વેદોને અનુસરતાં છે અને બીજાઓનાં વેદોને ઉલટાં છે, પણ એ વાતનું શું પ્રમાણ છે? અગરજો એ વાત ખરીજ હોય તો હું આપને પુછું છું કે, જે ઋષિઓએ વેદો પણ રચ્યાં તેમનાં શાસ્ત્રો પછીથી ખોટાં ઠરે છે. તો કપિલ ને જૈમિની એમનાથી શી બાબતમાં વિશેષ છે ' અને જો કે બીજા મુનિઓના લખાણ સપ્રમાણ ઠરી શકતાં નથી તો વેદો શી રીતે સપ્રમાણથી સત્ય ઠરી શકે તે મને કહો. અને વળી આ વાતના સવાદમાં તમે જૈમિની અને વ્યાસજીને વેદોના કર્તાઓની બરોબર ગણો છો, તો એ વાતનુ પ્રમાણ શુ, તે બતાવશો.

વેદવિદ્વાન—કેટલાંએક શાસ્ત્રોમાં કપિલ મુનિનો પણ મહિમા બહુ વર્ણવ્યો છે. અને એ બાબતમાં એમ લખેલુ છે કે, તેણે સગર રાજાના પુત્રોને બાળી ભસ્મ કરી નાખ્યા, એવુ રામાયણ બાલકાડના ૪૧ મા સર્ગમાં લખ્યુ છે.

> श्रुत्वा तद्वचन तेषा कपिलो रघुनन्दन ।
> रोषेण महता विष्टो हुङ्कारमकरोत् तदा ॥
> ततस्तेनाप्रमेयेण कपिलेन महात्मना ।
> भस्मराशिकृता: सर्वे काकुत्स्थ सगरात्मजा: ॥ इति.

અર્થ--એ રઘુવંશને આનંદ આપનારો કપિલ મુનિ, (સામાવાળાનું) વચન સાંભળીને બહુજ ક્રોધાયમાન થઇ ગયો તેમણે જ્યારે અહંકાર ધર્યો ત્યારે મહા મુનિ કપિલે સગર રાજાના બધા પુત્રોને બાળીને રાખની ઢગલી કરી નાખ્યા.

સત્યાર્થિ—તમારૂ કહેવુ બરાબર છે, ને એથીએ વધારે ભાગવતમાં લખેલું છે કેટલાક કહે છે કે તે વ્યાસજીનુ લખેલુ છે. તેમા બીજી પણ કપિલના મહત્વનાં વખાણુ કરેલાં છે જે વાત આપે હમણાંજ સગરના પુત્રો સબધી કહી તે વિષે લખ્યુ છે કે, કપિલ જેવા મહા મુનિ પર ક્રોધ કરવાનો દોષ મુકવો ઘટતો નથી. જેમકે—

> न साधुवादो मुनिकोपभर्जिता नृपेन्द्रपुत्रा इति सत्वधामनि ।
> कथ तमो रोषमय विभाव्यते जगत्पवित्रात्मनि खे रजो भुवः ॥
> यस्येरिता साङ्ख्यमयी दृढेहनौ यतो मुमुक्षुस्तरते दुरत्यय ॥
> भवार्णव मृत्युपथं विपश्चित: परात्मभूतस्य कथं पृथङ्मातिरिति ॥

અર્થ—જેમાં આવા સદ્‌ગુણો છે તેના વિષે એમ બોલવુ ઠીક નથી; કે કપિલ મુનિના ક્રોધથી સગર રાજાના દીકરા ભસ્મ થઇ ગયા. કેમકે જેનામાં જગતનો પવિત્ર આત્મા છે તેમાં ક્રોધરૂપી તમોગુણ છે એવી શકા કેમ થઇ શકે? જેણે શાસ્ત્ર(સાંખ્ય)રૂપી મજબુત વહાણુ બનાવ્યુ કે જેથી તારણના શોધકો શોધ

કરીને અધરા સંસારરૂપી ભવસાગરમાંથી મૃત્યુના (પાપ)ના માર્ગને ઓળંગીને તારણ પામે છે. એવા મહા જ્ઞાની મહાત્મા મુનિથી શું આવું અવિચારી ને અશુદ્ધ કામ થાય?

હવે આપ વિચાર કરશો કે, વ્યાસજીએ ભાગવતપુરાણ બનાવ્યું એવું કહે છે. તેણે પોતે તો કપિલનુ એવુ વખાણ કર્યું કે "પરમાત્મા સમાન કપિલે સાંખ્યરૂપી વહાણ બનાવ્યુ છે, કે જે વડે માણસો ભવસાગર પાર ઉતરી જાય છે. હવે જો વ્યાસજી કપિલને પરમાત્મા ખરેખરો ઠરાવે છે તો તેનું શાસ્ત્ર જે સાંખ્ય તે પ્રમાણ વગરનું કેમ કહેવાય? અને જો વ્યાસજીના ઠરાવ્યા મુજબ તેના શાસ્ત્રથી મોક્ષ મળી શકે છે તો તેના સત્ય ઠરવા પર શા માટે શક રાખવો? એ કારણ માટે જે પડિતો ભાગવતનુ પ્રમાણ ખરૂ માને છે તેમણે કપિલ મુનિનુ પ્રમાણ પણ સપૂર્ણ રીતે ખરૂં માનવુજ જોઇએ. વળી ભાગવતમાં એમ પણ લખ્યુ છે કે, ભગવાને પોતાના પાંચમા અવતારમાં કપિલનું રૂપ ધારણ કરીને સાંખ્ય શાસ્ત્ર આપ્યું. ભાગવત પુરાણ, પ્રથમ સ્કધનો ૩ જો અધ્યાય ને ૧૦ મો શ્લોક.

पञ्चमः कपिलो नाम सिद्धेशः कालविप्लुतम् ।

प्रोवाचासुरये सांख्यतत्वग्रामविनिर्णयम् ॥ इति.

અર્થ—પાંચમો જે કપિલ નામે અવતાર થયો, જે બધા સિદ્ધોમાં શ્રેષ્ટ છે, તેણે સાંખ્ય શાસ્ત્ર જેમાં કે બધા તત્વનો પુરો નિર્ણય કર્યો છે તે તેણે આસુરી (માયા)ને કહી બતાવ્યો. એવી રીતે શાસ્ત્રો પ્રમાણે જોતાં તો કપિલ અને વ્યાસકૃત વેદાંત અને સાંખ્ય શાસ્ત્રનાં પ્રમાણ બેઉ બરાબર એક સરખાં મળતાં આવે છે.

વેદવિદ્વાન—પણ એ બેઉમાં તો ઘણીજ વિરૂદ્ધતા જોવામાં આવે છે, તો કેમ કરીને એ બેઉ સત્ય હોઇ શકે?

સત્યાર્થિ—હા પડિતજી, હવે તો તમે ઠેકાણે આવ્યા, મારે કહેવાની વાત તે એજ છે, કેમકે વ્યાસ કહે છે કે ઇશ્વર છે અને કપિલ કહે છે કે ઇશ્વર નથી. તે છતાં વળી આ બે મુનિઓ અને તેમનાં કરેલાં દર્શનોનું પ્રામાણિક ઠરવુ એ શાસ્ત્રોમાં લખ્યું છે તે મારી બુદ્ધિમાં પણ આવી શકતું નથી, કે એ બેઉ કેવી રીતે સત્ય થઇ શકે? અગર જો વેદાંત સત્ય તો સાંખ્ય ખોટું, ને સાંખ્ય સત્ય તો વેદાન્ત ખોટું, એમાં કાંઇ શક નથી. પરતુ જે શાસ્ત્રમાં એ બેઉનું ખરાપણુ લખ્યુ છે તેને ઇશ્વરવાણી માનવી કે માનવની બગડેલી ભ્રષ્ટ બુદ્ધિની કલ્પના માનવી? તે મને કહો.

વેદવિદ્વાન—આપે તો હિન્દુશાસ્ત્રના માનનારાઓને માટે એક મોટી જાળ પાથરી દીધી છે કે જેમાંથી નિકળવું અતિશે મુશ્કેલ છે. હુ આવી અપ્રમાણ

વાતો જાણીને આગળ એમ સમજતો, કે શાસ્ત્રોની કેટલીક વાતો મારી નજરે પ્રથમ વિરૂદ્ધ માલમ પડે છે તે કદાચ મારી બુદ્ધિની નબળાઇને લીધે હશે; પણ ખરેખર તે વિરૂદ્ધ નહિ હોય એમ હુ ધારતો. આપે જે બરાબર બ્યાન કર્યું છે તેનો યોગ્ય જવાબ હમણાં હુ આપી શકતો નથી, ને આપની જાળમાંથી પણ નિકળી શકતો નથી.

સત્યાર્થિ—ઓ મિત્ર, મારૂ કહેવું આપને જાળરૂપ લાગે છે, પણ આપ એવુ તો ના કહેશો કે તમે તે નાખી. પણ હિન્દુશાસ્ત્ર પોતેજ જાળરૂપી છે, જેમાંથી નિકળવુ તે બહુજ મુશ્કેલ છે. પણ જ્યારે આપણે આ શાસ્ત્રોને કેવળ માનવકૃત જાણીએ છીએ ત્યારે તો આ પ્રકારની વિરૂદ્ધ જોઇને કાંઇ આશ્ચર્ય લાગતું નથી; કેમકે તે માનવકલ્પિત છે, તેથી તેમા ભૂલ ને વિરૂદ્ધતા હોય એમાં કાંઇ નવાઇ નથી, ને આવી ભારે ભારે વાતોના વિવેચનમાં અવશ્ય ગુંચવણ પડેજ; કેમકે માનવી બુદ્ધિમાં એટલુ બધુ બળ નથી કે આવી મોટી વાતો સૈહેજે શમજી શકે. પણ જ્યાં સુધી એ શાસ્ત્રોને ઇશ્વરવાણી માને છે ત્યાં સુધી એવી અઘરી વાતોનુ વર્ણન કરવુ બહુ કઠણ પડે છે. આ બધો ઘોંટાળો જોતાં તો આવું પરિણામ આવે છે કે જાણે ખરા ને ખોટાનો કાંઇ ભેદજ નથી. બેઉ એક ને એકજ છે, અથવા જાણે કે પરમેશ્વર ખરા ને ખોટાનો તફાવત ગણતોજ ના હોય. કિવા તો પરમેશ્વર જાણી જોઇને માણસ જાતને ધોકો દે છે ને જાળમા ફસાવે છે. પણ એ વાતો પરમેશ્વરના હકમા બોલવી એ ઘણી નાલાયક અને નિંદાપાત્ર છે; ને કોઇ ભલો ને ધાર્મિક માણસ કદી માનશેજ નહિ.

વેદવિદ્વાન—શુ એ શાસ્ત્રમાં બધી વાતો એવીજ છે? કોઇ પણ વાત એવી નથી કે, જેના મતપર વિચાર કરવાથી કાંઇ સત્ય જણાય અને ઇશ્વરવાણી માની શકાય?

સત્યાર્થિ—કેટલાક લોક એવુ કરે ને માને છે ખરા, પણ હુ આપને પુછુ છુ કે, શુ કોઇ એક બેના માનવાથી, શુ કોઇ શાસ્ત્ર ઇશ્વરવાણી છે એમ ઠરી શકે? આપણે તો ધરમૂળથી સપ્રમાણ સવાદ કરીએ છીએ, કાંઇ પોતાનીજ મનકલ્પિત વાતો કરતા નથી. એવી રીતે નિષ્પક્ષપાતપણે તપાસવાથી ખરૂખોટું જણાઇ આવશે, ને એવી રીતે અજ્ઞાનતા તથા વિરૂદ્ધતા પણ દેખાઇ આવશે. સાંખ્ય અને ન્યાયાદિક દર્શનોને તો ઘણી તીક્ષ્ણ બુદ્ધિવાળા પડિતોએ પોતાની બુદ્ધિથીજ નિર્માણ કર્યાં, ને ત્યાર પછીના બીજા બીજા ઘણા પડિતો થઇ ગયા, જેમની બુદ્ધિનુ એટલુ બધુ બળ ન હતું પણ કાવ્યની કાંઇ આવડત હતી તેથી તેઓએ સાધારણ લોકોને માટે ઇતિહાસો અને પુરાણો કવિતામાં રચ્યાં. જેવી રીતે ષડ્દર્શનોમાં માહોમાહે વિરૂદ્ધતા ને ઉલટપાલટપણુ છે; તેવીજ રીતે પુરાણો અને ઉપપુરાણોમાં પણ અનેક પ્રકારના ભિન્ન ભિન્ન મતો માલમ પડે છે.

કેટલાંએક તો નરા શિવને વખાણેલો, અને કેટલાંએક વળી વિષ્ણુ ઇત્યાદિને વખાણેલો છે. એથી એમ માલમ પડે છે કે, એમાંનું એકે પણ ઇશ્વરીજ્ઞાનથી બનેલુ નથી, પણ જુદા જુદા માણસોએ એક પછી એક જુદે જુદે વખતે બનાવ્યાં છે; કારણ કે એ કોઇ જ્ઞાની માણસની અક્કલમાં આવતુજ નથી કે એ શાસ્ત્રો ઇશ્વર, જે સર્વજ્ઞાની છે તેણે આપેલું હોય. કારણ, ઇશ્વરના જ્ઞાનથી રચેલા શાસ્ત્રમાં કોઇ પણ પ્રકારની વિરૂદ્ધતા કે વિપરીતપણું હોયજ નહિ, એ નક્કી છે.

હવે આપની ઇચ્છા હોય તો આ વખતે પુરાણોની વાત પડતી મુકીએ, કેમકે મોડુ થયુ ને તાપ વધારે પડવા લાગ્યો ને જમવાનો વખત પણ થયો, માટે સાંજની વખતે એનો વિચાર કરીશુ. સલામ.

એ પછી અમે ત્રણે એક બીજાને સલામ કરી આનંદભેર પોતપોતાને ઘેર ગયા.

---

## સંવાદ ૪ થો.

### ઇતિહાસ અને પુરાણો વિષે.

ગ્રથકર્તા—એજ દિવસે સાંજની વેળા જ્યારે વેદવિદ્વાન તથા સત્યાર્થિ બન્ને જણ એકઠા થયા, ત્યારે હુ પણ આગળની પેઠે જઇ હાજર થયો. એ બે મહા પડિતોનો સવાદ જે આગળ થયો હતો તેથી હું બહુજ ખુશ બની ગયો હતો. તેમના સવાદની મહાભારથ વાતોમાંની ઘણી નવી નવી વાતો મેં જાણી હતી, ને હવે પુરાણોની વાતો સાંભળવા હુ બહુજ આતુર હતો; કેમકે હું જાણુ છુ કે, હાલના હિન્દુ વિશેષે કરીને પુરાણોની વાતો પર વિશેષ મન રાખે છે, તેની અદ્ભૂત કથાઓને અભણુ લોકો પણ બહુ માને છે; બરાબર સમજીને તો નહિ, પણ ધર્માંધપણાએ તેમને તે પ્રખ્યાત લાગે છે. એ કારણને લીધે તેનું ખરૂં મૂળ ને તેમાં ખરૂ ખોટું શું છે તે જાણવા હુ બહુજ ઇન્તેજાર હતો, માટે તે બધુ સાંભળવા સારૂ વેળાસર જઇ બેઠો, ને મારા ત્યાં ગયા પછી પડિતોએ આવીને અગાઉની પડે સવાદ ચાલુ કર્યો.

સત્યાર્થિ.—ઓ વેદવિદ્વાન મહારાજ, આપની કૃપાથી આપણે બન્ને જણે વેદ, ઉપનિષદ અને ષડ્દર્શનોના શાસ્ત્ર સબધી સારો સવાદ ચલાવ્યો, ને એ બધી વાતથી આપણી ખાતરી થઇ ચુકી છે કે, પૂર્વ કાળે મોટા મોટા ઋષિઓએ પોતપોતાની સમજણ પ્રમાણે સ્વબુદ્ધિએ એ શાસ્ત્રો રચ્યાં. અને જો કે, એ શાસ્ત્રોમા કેટલીએક એવી વાતો મળી આવે છે કે, જેને લીધે સાધારણ અને અજ્ઞાની લોકોની નજરમાં તે દેવદત્ત જેવી માલમ પડે છે, પરતુ જ્ઞાની અને વિદ્વાન લોકોના વિચાર કરવાથી તેઓની દૈવ્ય ઉત્પત્તિનું કોઇ લક્ષણ કે પ્રમાણ

માલુમ પડતુંજ નથી, પણ ઉલટું માનવકલ્પનાથી કરેલાંનાં જોઇએ તેથી વધારે પ્રમાણ મળી આવે છે એ આપણે ખાતરીબંધ જોઇ ગયા છીએ. હવે પુરાણોની વાત બાકી રહી છે તો કૃપા કરી આપ બતાવશો કે તેમાં કોઇ વિશેષ લક્ષણ છે કે જેથી પુરાણોની સત્યતાનું પ્રમાણ મળી શકે? જો હોય તો કહો.

વેદવિદ્વાન—હા, પંડિતજી, એવાં લક્ષણ તો છે. એટલે સૃષ્ટિની ઉત્પત્તિ, દેવાદિની વંશાવળી, મન્વંતર, ઇત્યાદિ પાંચ લક્ષણ કહેવાય છે. જેમ લખ્યું છે કે,—

सर्गश्च प्रतिसर्गश्च वंशो मन्वन्तराणि च ।

वंशानु चारितं चैव पुराणं पञ्चलक्षणम् ॥ इति.

અર્થ—સૃષ્ટિ અને ભૌતિકસૃષ્ટિ, વંશ અને મન્વન્તર તથા વંશોનાં ચરિત્રો એ પાંચે પુરાણોનાં લક્ષણ છે.

સત્યાર્થિ—હવે આપજ કહેશો કે એ પાંચે લક્ષણ અરાઢે પુરાણોમાં મળે છે શું?

વિદવિદ્વાન—નહિ નહિ, હું નથીજ કહી શકતો કે એ બધાં લક્ષણો દરેક પુરાણમાં મળે છે, એમ તો મારૂં કહેવું બિલકુલ નથી. વિષ્ણુ પુરાણ બીજાં બધાં પુરાણોથી શ્રેષ્ઠ કહેવાય છે તો પણ તેમાં એ પાંચે લક્ષણ બરાબર મળતા નથી.

સત્યાર્થિ—હા, આપ તો સાચું કહો છો કે, જે આ દહાડાઓમાં પુરાણો છે તેમાંનું એકે પણ એવું નથી કે, જે આ પાંચ લક્ષણો પ્રમાણે ખરૂં ઠરી શકે; ઠરેજ નહિ. તો આથી કોઇ સત્યશોધક માણસને તે પર વ્હેમ આવ્યા વગર રહેજ નહિ, ને તેને એવું નક્કી માલમ પડે કે, કોઇ પણ પુરાણ ખરૂં નથી. હવે જો પાંચ લક્ષણોની કસૌટી ખરી નથી તો શા વાસ્તે તેનો ઉપયોગ કરવો? પણ જો એ કસૌટી ખરીજ છે તો પુરાણોની સત્યતા ક્યાં રહી? પણ હવે એ વાત પડતી મુકીએ શું તે વિષે કાંઇ સૂચીપત્ર (અનુક્રમ) છે? કે જેથી વિદ્યાર્થીઓ ખચિત જાણી શકે કે, અરાઢ પુરાણો તે શું છે? હોય તો કહો.

વેદવિદ્વાન—હા, દરેક પુરાણોમાં દરેકનું સૂચીપત્ર તો છે કે જેથી હરકોઇ જાણી શકે છે કે અરાઢ પુરાણો તે આ છે.

સત્યાર્થિ—શું એ સૂચીપત્ર બધાં સરખાંજ છે કે તેમાં કાંઇ જુદાઇ છે?

વેદવિદ્વાન—કાંઇ જુદાઇ તો છે ખરી, એટલે કોઇમાં એક નામને ઠેકાણે બીજું નામ આવે છે અને પંડિતોમાં એવો કોઇ વાદવિવાદ પણ છે કે અરાઢ પુરાણ તે શું હશે?

સત્યાર્થિ—આવા પ્રકારના સૂચીપત્રથી જેવો જોઇએ તેવો કાંઇ ફાયદો થતો નથી, અને એ પણ અજાયબની વાત છે કે અરાઢે પુરાણોનું સૂચીપત્ર દરેક (અરાઢે) પુરાણમાં કેમ કરીને હોય? જો કે તે બધાં એકે ઘડીએ લખાયાં હોય

તો પણ તે અજાયબની વાત છે ! અને એમ હોય તો પણ સૂચીપત્રનો ખુલાસો મૂળ મતલબ જોડે મળતો નથી આવતો અને એ વિના બીજી બીજી ઘણી વાતોથી પણ ખુલ્લું જણાય છે કે, તે બધાં એકજ કાળમાં લખાયલાં નથી. જે પ્રથમ લખાયું તેમાં જે કેટલાકનાં નામો આવે છે કે જેઓ તે વખતમાં જન્મ્યાજ ન હતા, તો તે નામો તેમાં ક્યાંથી આવે ?

વેદવિદ્વાન—હા, મત્સ્યપુરાણમાં એક એવા પુરાણનું સક્ષેપ વર્ણન લખ્યું છે. દરેક પુરાણમાં કેટલા કેટલા શ્લોક છે એ પણ તે પુરાણમાં લખી રાખ્યા છે.

સત્યાર્થિ—એવુ તો લખ્યુ છે ખરૂ પણ આપને એ વાતની યાદ તો હશે કે, જે જે પુરાણો હાલ આ દેશમાં સૌ કોઇની જાણમાં છે એમની વાત મત્સ્યપુરાણના સક્ષેપ વર્ણનની જોડે મળતી નથી અને એના શ્લોકોની સખ્યા પણ મત્સ્યપુરાણમાં કહ્યા પ્રમાણે બિલકુલ નથી. દાખલા માટે બે પુરાણોનુ સક્ષેપ વર્ણન જે મત્સ્યપુરાણમાં મળે છે તે કહીશ, એટલે ભવિષ્ય પુરાણ અને બ્રહ્મવૈવર્ત્તપુરાણ વિષે તપાસ કરીએ તો આમ લખેલું છે કે,

> यत्राधिकृत्य माहात्म्यमादित्यस्य चतुर्मुखः ।
> अघोर कल्पवृत्तान्त प्रसगेन जगात्स्थितम् ॥
> मनवे कथयामास भूतग्रामस्य लक्षणम् ।
> चतुर्दश सहस्राणि तथा पञ्चशतानि च ॥
> भविष्यं चरितप्रायं भविष्य तादिहोच्यते ॥ इति.

અર્થ—જ્યારે બ્રહ્માએ સૂર્યના મહિમાનુ વર્ણન કરવા માંડયુ, ત્યારે આ જગતના તત્વોને અઘોર એવુ નામ કલ્પિને તેનુ વૃત્તાંત મનુને કહ્યું. એ પુરાણમાં ૧૪,૫૦૦ શ્લોક છે, જેમાં પ્રલય થનારી વાતો છે; એને ભવિષ્યપુરાણ કહે છે. વળી—

> रथन्तरस्य कल्पस्य वृत्तान्तमधिकृत्य यत् ।
> सावर्णिना नारदाय कृष्णमाहात्म्य संयुतं ॥
> यत्र ब्रह्मवराहस्य चरित वर्ण्यते मुहुः ।
> तदष्टादश साहस्रं ब्रह्मवैवर्त्त मुच्यते ॥ इति.

અર્થ—અને જ્યાં સાવર્ણિ મનુએ રથાન્તર નામ કલ્પિને વૃત્તાંતનો આરંભ કરીને બ્રહ્મવેરાહનું ચરિત્ર, જેમાં કૃષ્ણનો મહિમા છે તે વારવાર નારદજીને કહી સભળાવ્યુ. અને એ પુરાણના શ્લોકની સંખ્યા ૧૮,૦૦૦ છે. એજ બ્રહ્મવૈવર્ત્તપુરાણ કહેવાય છે.

હવે આપ જાણો છે કે, જે આ દહાડાઓમાં ભવિષ્યપુરાણ કહેવાય છે, તેમાં ભવિષ્યવાદનો બહુ થોડોજ દેખાવ માલમ પડે છે અને જે બ્રહ્મવૈવર્ત્ત–પુરાણ કહેવાય છે તેનો લખનાર સાવર્ણિ ન હતો, પણ નારાયણ મુની હતો, અને તેમા રથાન્તર કલ્પનુ કશુ પણ બ્યાન આવતુજ નથી. એ પુરાણોનો વિચાર કરવાથી મારૂ આ કહેવું તે બધુ બરાબર સત્ય છે.

વેદવિદ્વાન—આપનુ કહેવુ બધુ સત્ય છે એ હુ જાણુ છું, પરતુ કેટલાએક પડિતો એનુ કારણ એમ બતાવે છે કે, પ્રાચિન પુરાણોનુ જે વૃત્તાંત્ત હતુ તે કાળાંતરે ગુમ થઇ ગયુ ને તેમાં નવાં નવાં વૃત્તાતો મળી ગયાં છે, તેથી વાંધા પડતી વાત લાગે છે.

સત્યાર્થિ—વારૂ ત્યારે, હવે આપ વિચાર કરશો કે, જે પુરાણો હાલમાં આપણી પાસે છે તે કેવી રીતે ભરોસાલાયક ઠરશે ? જો કે પૂર્વેના પુરાણો બરાબર હતાં તો પછી તેમાં પાછળથી જોડેલો ભાગ કેમ કરીને સત્ય ઠરી શકે ? અગર જો પાછળનો ભાગ બરાબર હોય તો પૂર્વનો ભાગ એની મેળેજ ખોટો ઠરી શકે છે, પણ નવા ગ્રંથો કરતા જુના ગ્રથો માનયોગ્ય છે એ તમે ભૂલતા નહિ; અને એવાં અનેક પ્રમાણોથી સાબિત થાય છે કે, પુરાણો બિલકુલ વિશ્વાસ લાયક નથી. [ એક પ્રખ્યાત પડિતે મને કહ્યુ કે, "૧૮ પુરાણો ખચિત ધોબીને ત્યાં ધોવા આપવા લાયક છે." એટલે તે બિલકુલ નાશ કરવા જોગ છે.] ઓ પડિતજી, આર્યકુળનો જે ખરો ઇતિહાસ વેદોમાંથી મેં તમને કહી સભળાવ્યો તે પુરાણોમા સ્પષ્ટ મળતો નથી. એનું કારણ એ છે કે, પૂર્વ કાળનુ પ્રથમ વૃત્તાંત પુરાણોમાં પુરૂ લખાયુ નથી, પણ પરપરાની ચાલતી આવેલી વાતો છોકરાંએ માબાપથી થોડી ઘણી સાભળી. એવી રીતે જે કાંઇ વાતો બીજાઓના મ્હોથી સાંભળવામાં કે જાણવામાં આવે છે તે હમેશાં થોડાજ વખતમા બદલાઇ જાય છે, કેમકે જે વાતો માણસે જુવાનીમાં સાભળી તે, વિસારે પડતા પડતાં વૃદ્ધાવસ્થામાં છેકાછેક ભૂલીને, પછી જેમ હતી તેમ સવિસ્તર, સતાન કે બીજાને કહી શકતો નથી , ને જ્યારે ઘડપણમાં તે વાત બીજાને કહે તો પોતાની ઓછી સ્મરણશક્તિને લીધે પહેલાંનુ ખરૂ વૃત્તાંત બગડી જાય છે, તેથી તે રૂપાંતર પામ્યા વગર રહેતુંજ નથી. એ પ્રમાણે પૂર્વ કાળની વાતો જે કેવળ વદિત ( કહેલી ) ચાલતી આવતી હતી, તે કાળાંતરે વિકાર પામતી ગઇ ને ઘણી ભૂલો તથા વિસ્મૃતિને કારણે મિથ્યા વાતોનો મેલ તેમા મળી ગયો.

વળી એક બીજુ કારણ એ છે કે, કથા કહેનારા મહારાજો, પૂર્વ કાળની કથાઓ કહેવામાં રાજાઓના રાસોમાં સદ્ગુણોનો વધારો કરીને વખાણ કરવા લાગ્યા, ને એમ સ્વાર્થિ વાતોને રસિક કરતાં મૂળ વૃત્તાંતનુ રૂપાતર થઇ ગયુ. હમેશથી ભરતખંડમાં એજ રીત ચાલી આવે છે; એટલે ચારણ બારોટ ( ભાટ ) લોકો પ્રાચીન કાળના મહારાજાઓનાં ચરિત્ર સભાઓમા વર્ણન કરતા

આવ્યા છે. તેમાં પોતાના સ્વાર્થ જોગી વાતો રાજાઓને ખુશ કરતાં ઉમેરતા આવ્યા છે. રાજા, ને રાજકુવરો પોતાના વાડવડિલોનો એવો જશ સાંભળીને ખુબ ખુશી થઇ જતા, ને વખાણનાર માગણને ઘણી પ્રતિષ્ઠા તથા ઘોડાદિનુ ઇનામ આપતા. એ લાલચે માગણો વારવાર વાતમાં વધારો કર્યાજ કરતા–ને વાચાળ કવિનું શું કહેવુ? "જ્યાં ન પહોંચે રવી, ત્યાં પહોંચે કવિ." વળી આવી અદભૂત કથાઓ, ને રાજાઓનાં ચરિત્રો સાંભળવાથી કેવળ રાજાઓજ નહિ પણ સાધારણ શ્રોતાઓનાં મન અતિ આનદિત થાય છે, ને કથા કહેનારને માન, દાન પણ મળે છે. એથીજ રાજાઓ અને સર્વ શ્રોતાઓનાં મન મોહિત કરવાની ઇચ્છાથી ચારણ બારોટ ને કવિઓ પૂર્વ કાળની વાતોનુ "પીછાનુ પારેવું" કરતા ગયા. એટલે અતિશયોક્તિથી કથાઓને રસિક બનાવતા ગયા. આખરે એવી કથાઓ જે ચારણ બારોટ લોકોએ પૂર્વ કાળમાં ગાઇ બતાવી હતી તેની પડિત લોકોએ કથિ કથિને કથાઓ બનાવી. તેને સહિતા પણ કહે છે. પુરાણ નામનો અર્થ એજ કે, જે પુરાણું (જુનું) જુની વાતો હતી તે લખીને પુસ્તક બનાવ્યુ તેનુ નામ પુરાણ કે પુરાન પડયુ.

વેદવિદ્વાન—એ તમારી વાતને મળતુજ વિષ્ણુ પુરાણમા લખ્યુ છે કે,—

आख्या नैश्चाप्युपाख्या नैर्गाथाभिः कल्पशुद्धिभिः ।
पुराणसहिता चक्रे पुराणार्थ विशारदः ॥ इति.

અર્થ—વ્યાસ જે કે પુરાણોના અર્થમા બહુજ પ્રવિણ હતો તેણે ઇતિહાસ, કહાણીઓ અને બીજાં નાટક વિગેરે ગ્રથ, અને વળી ગાયનોમાંથી પુરાણનું પુસ્તક બનાવ્યુ એ મને માલમ છે.

સત્યાર્થિ—આપ જે કહો છો તે તો પુરાણોની એક સહિતા વ્યાસે બનાવી, પણ પુરાણોની કોઇ એવી સહિતા આજ કાલ કોઇ ઠેકાણે મળતી નથી. એ કારણથી તેનુ પ્રથમનુ ખરૂં સ્વરૂપ કોઇ જાણી શકતું નથી. અને જો કે, હાલમાં પણ તેનું સ્વરૂપ ખાતરીબધ રહ્યું હોત તો પણ એ વૃત્તાંત એવુ તો અસ્પષ્ટ અને ગુંચવણ ભરેલું છે કે, તે બરાબર, પ્રમાણિક ને વિશ્વાસલાયક કેમ કરીને થઇ શકે?

વેદવિદ્વાન—એમાં તો કાંઇ સદેહ નથી કે, પુરાણોની વાતોમાં પહેલાંથીજ મોટો અતર પડી ગયો છે. પ્રથમથી હુ એ વાત જાણતો હતો ખરો પણ તેનું મૂળ કારણ મારા જાણવામાં ન હતુ. આપ તેનું કોઇ કારણ અથવા તેમાં એ અતર કેવી રીતે પડયુ એ બતાવી શકશો?

સત્યાર્થિ—એવો ઘણો સભવ છે કે, જે રીતે નવા નવા મતો ભરતખંડમાં પેદા થયા, એજ રીતે પુરાણોની વાતોમાં પણ અતર પડતો ગયો. આજ કાલ પદ્મપુરાણ અને મત્સ્યપુરાણોમાં સાત્વિકાદિ ભેદથી બધાં પુરાણોના ત્રણ વિભાગ

કરવામાં આવ્યા છે. તેમાં જે સાત્વિક કહેવાય છે એમાં ઘણુ કરીને વિષ્ણુનો મહિમા વખાણેલો છે. બીજો ભાગ જે તામસ કહેવાય છે, તેમાં ઘણું કરીને મહાદેવની વિશેષ પ્રશસા કરેલી છે. અને જે જે પુરાણો રાજસ કહેવાય છે તેમાં બાળકૃષ્ણ અને શક્તિદેવીની સ્તુતિ કરેલી છે. કેટલાંક પુરાણોમાં એવુ લખ્યું છે કે, વિષ્ણુ પરમાત્મા છે, ને કેટલાંકમાં મહાદેવને ઠરાવ્યો છે. પણ એ મત તો છે કે, આ દેવોમાંથી કોઇ એક તો પરમાત્મા હશે. એ મત પ્રથમ વેદોની વખતે ભરતખડમાં નહોતો, પણ પુરાણોની વખતમા પાછળથી એવો મત નિકળ્યો; કેમકે જ્યારે અગ્નિ વિગેરે વૈદિક દેવોનો મહિમા ઘટવા લાગ્યો, ત્યારે આ બ્રહ્મા, વિષ્ણુ ને મહાદેવની પ્રતિષ્ઠા થવા લાગી. કાળાતરે એવી રીતે સાધારણ લોકો આ દેવતાઓને મોટા માનવા લાગ્યા. કાંઇ ખાતરીબધ કહેવાતુ નથી કે, ક્યારે ને કોણે એ મત કાઢ્યો, ઉપનિષદોમાં તો સસારનુ એક આદિ કારણ બ્રહ્માદિ નામોથી બતાવવામાં આવેલુ છે, પરતુ પડિત લોક એવુ માનતા હતા કે, બ્રહ્મ ખરેખર એકજ છે, તો પણ સૃષ્ટિઆદિકની ઉત્પત્તિ વિગેરે કામોને લીધે ત્રણ રૂપ ધારણ કરે છે. એવી રીતે કરતા બ્રહ્મા, વિષ્ણુ ને મહાદેવને દેવતાઓની પદવી સુધી પહોચાડી દીધા. અને શાસ્ત્રોમા એ ત્રણે ઇશ્વરરૂપે જાહેર છે, તે એવી રીતે કે, બ્રહ્મા પેદા કરનાર, ને વિષ્ણુ પાલન કરનાર તથા મહાદેવ સહાર કરનાર, (એટલે ઉત્પત્તિ, સ્થિતિ ને લય કરનાર) એ ત્રણ દેવ છે. રામાયણમા પણ એ ત્રણેનો મહિમા એજ રીતે વર્ણવેલો ને વખાણેલો છે અને મહાભારતમા દેવ સમાન તેમની પૂજા કરવામા આવી છે. પણ બ્રહ્માનુ ભજન ધીમે ધીમે ઘટી ગયુ, પણ વિષ્ણુ અને રૂદ્રની ભક્તિ સાધારણ લોકમા વધી ગઇ. ભજન અને મતોના અનેક ભેદોના કારણથી એવો અન્તર પડતો ગયો.

વેદવિદ્વાન—આપ જે આ વિષેનુ વર્ણન કરો છો તે ખરૂજ હશે, તો પણ એનુ કોઇ બીજું પ્રમાણ મળી શકે તો મારૂ મન ઘણુજ સતુષ્ટ થાય.

સત્યાર્થિ—પડિતજી, જે વિદ્વાન લોકો છે તેઓ તો આ બાબતમાં ઘણાજ પ્રવિણ છે; જે રીતે તેઓ સાબિત કરે છે તેનો બધો ખુલાસો તો હુ આ પ્રસગે પુરેપુરો કરી શકતો નથી, પણ થોડુ કહુ તે સાંભળશો. કેટલાએક પરદેશી વિદ્વાનો કે જેઓ મહાભારતની બધી વાતો જાણે છે તેઓ વિચાર કરીને એમ કહે કે, તેના કેટલાએક ભાગો નવા બનાવેલા છે; કેમકે તેમાં જે સામાન્ય બોધ મળે છે તેની વિરૂદ્ધ બીજો બોધ કોઇ કોઇ ઠેકાણે જોવામાં આવે છે. એથી જેઓ તત્વજ્ઞાનના જાણનાર છે તેઓ એવુ અનુમાન કરે છે કે, આ, જે જુદા જુદા ભાગો, કે જેમા વિરૂદ્ધતા દેખાય છે, એ તો જુદા જુદા વખતમાં, એટલે એક પછી એક લખવામાં આવેલા હોવા જોઇએ, અને બીજો ભાગ કે જેમાં પ્રાચીન મત માલમ પડે છે તે તો પ્રાચીન છે અને જેમાં નવો મત માલમ પડે છે તે તો તદન નવો ભાગ સમજવો. એવી રીતે વિચારવત લોકોએ નક્કી નિર્ણય કર્યો છે કે, જે

ભાગોમાં પરમાત્માને નામે કૃષ્ણનું વખાણ આવે છે એ તમામ ભાગ નરદમ નવો જાણવો; કેમકે એ મતનું કાંઇ પણ વર્ણન મહાભારતમાં આવતુજ નથી, ને બીજે ઘણે પ્રકારે પણ જાણવામાં આવે છે કે, એ મત બીજાં જુનાં મતોથી નવોજ છે. જેમકે, જગત પ્રસિદ્ધ ભગવત્ગીતા જેમાં પરિબ્રહ્મના નામથી કૃષ્ણનુજ વખાણ આવે છે, એથી પણ નવાપણું સાફ જણાઇ આવે છે. જે વખતે પ્રથમ પંડિત લોકોએ મહાભારતની સંહિતા બનાવી એ વખતમાં ભગવત્ગીતા બનીજ ન હતી. પરંતુ ત્યાર પછી જ્યારે કૃષ્ણનો મહિમા ભરતખંડમાં બહુ વધી ગયો હતો, ત્યારે પંડિતોએ ગીતા બનાવીને મહાભારતની સંહિતામાં મેળવી દીધી અને વળી બીજા પંડિતો એવો વિચાર કરે છે કે, રામાયણનો જે ભાગ વિષ્ણુના અવતારને નામે રામ વિગેરેનો જે મહિમા વર્ણવ્યો છે તે પણ તદ્દન નવોજ ભાગ છે, એમાં શક નથી.

વેદવિદ્વાન—જો હિન્દુપુરાણોની એવીજ દશા છે તો તમારો રામ અને કૃષ્ણ વિષે શો મત છે? તે મને બરાબર સમજાવશો તો તમારો મત મારા સમજવામાં આવશે.

સત્યાર્થિ—એમાં તો કાઇજ ભૂલ નથી કે, અયોધ્યા દેશમાં રામ કરીને એક મહારાજા થઇ ગયો. તે પ્રાચીન કાળે બહુ પ્રતાપી ને ઘણો જયવંત રાજા હતો. અને વળી એ પણ સ્પષ્ટ છે ને આખુ જગત જાણે છે કે, મથુરાના રાજા કૃષ્ણે મહાભારતના મહાયુદ્ધમાં પાંડવોની કુમક કરીને ઠગાઇથી જય મેળવ્યો. રામ અને કૃષ્ણ એ બન્ને રાજાઓએ પોતાના શૂરાતનથી ને તર્ક-ગુણોએ કરીને મોટો વિજય મેળવ્યો. પણ તેમને ઇશ્વરી અવતાર કે દેવ કરી માનવા એ તો બુદ્ધિવંતોને ઘટતુજ નથી. કવિઓએ તેમને સ્વાર્થ બુદ્ધિથી વખાણી વખાણીને ઉંચે ચઢાવ્યા, ને તેમનાં ચરિત્રોમાં અદ્ભૂતતા આણીને વખાણ્યા, ને ધીમે ધીમે તેમનો મહિમા જગતમાં બહુ વધારી મુક્યો. પછી જ્યારે કાળાંતરે એમનો બધો ઇતિહાસ માણસોના સ્મરણમાંથી ભૂલાતો ગયો તેમ તેમ અજ્ઞાન ને અભણ લોકોએ ભોળી બુદ્ધિથી તેમને દેવ સમાન માની લીધા. જ્યાં સુધી કોઇ પણ ગુણિયલ પુરૂષ આ જગતમા જીવે છે ત્યાં સુધી તેમને કોઇ દેવ કરી માનતા નથી. કેમકે તે રોજ રોજ તેમની આંખ આગળ હરે ફરે છે ને બીજા અજ્ઞાન માણસની પેઠે પુછપરછ કરીને કામકાજ, ને વાતવિચાર કરે છે. પણ તે જ્યારે આ જગતમાથી અદૃશ્ય થાય છે (મરણ પામે છે) ને પરલોકની યાત્રાએ સિધાવે છે, ત્યાર પછી તેના વિષે કલ્પના કરી કવિઓ ને વિશેષે કરી સ્વાર્થિ બ્રાહ્મણો કથા વાર્તાઓ ઉત્પન્ન કરે છે, કે જેથી તેમનુ ગુજરાન ચાલે. અને હિન્દુસ્થાન તો શુ પણ બધા દેશોની રીત એવીજ છે કે,—માણસ પોતાના સ્વાભાવિક ગુણે કરીને જગતમાં જે વસ્તુ કે જન પ્રાચીન (જુનો) માલમ પડે તો તેનું બહુ આદરભાવથી સન્માન કરવા લાગે છે. પૂર્વ કાળમાં જે પુરૂષોએ

પોતાની બળબુદ્ધિના ગુણે કરીને જય મેળવ્યો હોય તો તેના મરણ પછી લોકો તેના ગુણ ગાવા, અને તેની ઘણી પ્રતિષ્ઠા કરવા મડી પડે છે. ને એમજ એમના પછીના પેઢીઓના લોકો પણ તેથીએ વધારે વખાણ અને સ્તુતિ કરવા લાગે છે. અને એજ પ્રમાણે રામ અને કૃષ્ણના વિષે થયું કે, તેઓ સ્વભાવે દેવ નહિ પણ માત્ર માણસોજ હતા. વળી માણસનો જાતિ સ્વભાવ એવો છે કે, કોઇ એકને પોતાનો ઇષ્ટ સમજી તેને વદવો ને વખાણવો. પણ કોઇ ખરા ઇષ્ટ દેવની તેમને જાણ નથી હોતી ત્યારે હરકોઇ પોતા કરતાં ઇષ્ટ હોય તેને પોતાનો ઇષ્ટ (શ્રેષ્ઠ) કરી માની તેને વખાણવા લાગે છે. એજ રીતે બીજા બીજા દેવોની ભાવના ભરતખડમાં ઉત્પન્ન થઇ છે. કેમકે, ઓ પડિતજી, મહાભારતના આદિપર્વમાં લખ્યુ છે કે, "દેવોનો અશ, અવતાર લઇને ઘણા નર, શૂરવીરોના રૂપમાં પ્રગટ થયા." જો આપને એ વાતની ખાતરી કરવી હોય તો "અશાવતાર" નામના પર્વમાં વાચશો. એટલે એ પ્રકારનો વધારો અજ્ઞાનતાથી ઉત્પન્ન થઇ હમેશથી હિન્દુસ્થાનમાં ચાલ્યોજ આવે છે, ને શાસ્ત્ર કર્તાઓ પણ એમજ કહે ને માને પણ છે. જેમકે શકરાચાર્ય શિવનો, ને મહા મુનિ કપિલ વિષ્ણુનો અવતાર મનાય છે. એમ ને એમજ આજ સુધી દેવો અને અવતારોનો વધારો થતોજ જાય છે, ને તેમના ચરિત્રો લખાતાજ જાય છે તો આવાં શાસ્ત્રો ને પુરાણો પર શો ભરોસો રખાય?

વેદવિદ્વાન—આપ કહો છો એ તો બિલકુલ ખરીજ વાત છે કે, હાલના વખતના લોકો પણ જે માણસો મરી ગયા છે તેમને પણ ખોટા રૂપથી દેવનો મહિમા આપે છે. મહમદ મતવાદિઓ પણ અનેક મરેલાને પીર કરી પૂજે છે. એ મરેલા માણસો મોટા પુણ્યાત્મા હતા એ માની તેમને અજ્ઞાની લોકો ફુલ હાર, ને ચદરો, ધજાદિ ચઢાવે ને નાળિયેર પણ વધેરે છે. ને તેમની સેવાબદગી કરે છે. ને પુજારાઓ તેમનો એવો તો જુઠો ને કલ્પિત મહિમા વર્ણવે છે કે, તેઓ રોગી વિગેરેને સારા કરી શકે છે, ને અશુદ્ધ આત્મા (ભૂતો) ને હાકી કાઢવાની શક્તિ તે મુએલાઓમા છે. એવી રીતે મુએલા માણસોને ઇશ્વરાવતારની મહાપદવી આપવાની વ્યર્થ ચાલ પૂર્વેથી માંડીને આજ સુધી હિન્દુસ્થાનમાં ચાલી આવે છે એ હુ જાણુ છું. પરતુ આ પ્રમાણે કરવાને કોઇ તો ખરૂ કારણ હશે. ને હું એવુ સમજતો હતો કે, બીજાઓની બાબતમાં એવુ કરવુ ખરેખર વાજબી નહિ હોય પણ રામ ને કૃષ્ણની બાબતમાં તો કાંઇક ખરૂ હશેજ. એ કારણ માટે હું આપને પુછુ છુ કે, તમે કયાં પ્રમાણોથી જાણી શકો છો કે, રામ ને કૃષ્ણની પ્રભુતાની વાત તે ખરેખર ઇશ્વરાવતારના જેવી નથી એ મને મહેરબાની કરીને કહો.

સત્યાર્થિ—પહેલી ને મોટી વાત તો એ છે કે, તેમના (રામકૃષ્ણના) દેવતાઇપણાની વાત જે શાસ્ત્રમાં મળે છે તે તજવીજ કરવાથી ખરી ઠરી શકતી

નથી. પણ હાલમાં આ પ્રસગે એ વિષે કાંઇ વધારે વાતચિત કરવાનો પ્રસંગ નથી. આગળ જતાં બરાબર વિચાર કરીશુ કે, તેમાં ખરૂં શું છે; ને તે ક્યાં લક્ષણોથી ખરૂં ખોટું જણાય છે તે પછી સમજાશે; પણ હાલ તેમના દેવતાઇ-પણાની વાત જુનાં શાસ્ત્રોમાં શોધીએ તે પર પ્રથમ બરાબર ધ્યાન આપશો.

વિક્રમાદિત્ય રાજાની સવતની પૂર્વે ૫૦૦ વર્ષ પર બૌદ્ધ મતની ઉત્પત્તિ થઇ, એ મતનાં સહુથી જુનાં પુસ્તકોમાં અનેક દેવોની વાત મળી આવે છે. અને જેઓની પુજા વેદમતવાળાઓ પણ કરતા હતા તે દેવોને હાલમાં પણ, હરી, નારાયણ, સતનારાયણ, બ્રહ્મા, વરૂણ, શકર, શિવ, કુબેર, વાસુદેવ વિગેરે દેવોને નામે વખાણી ભજાય છે. છતાં બૌદ્ધ ધર્મના કોઇ પ્રાચીન સૂત્રમાં કૃષ્ણનું નામ પણ જોવામાં આવતુ નથી. જો કે, તે વખતમા કૃષ્ણની ભક્તિ સાધારણ રીતે જગજાહેર હોત તો શુ બીજા દેવોની પેઠે બૌદ્ધના સૂત્રોમાં તેનુ વર્ણન ન આવત? એવી રીતે જોતા ખાતરીબધ વાત છે કે, જે સમયે તે સૂત્રો રચવામાં આવ્યાં તે વખતે કૃષ્ણનુ દેવપણુ કોઇ જાણતુ પણ ન હતું એ નિઃશસય વાત છે.

વેદવિદ્વાન—કદાપિ બૌદ્ધ ધર્મના કોઇ બીજા સૂત્રમાં કૃષ્ણનું દેવતાઇપણું હશે, કે જે સૂત્રની હજુ સુધી શોધ તપાસ નહિ થઇ હોય તો?

સત્યાર્થિ—જો આપને એવી કાઇ ખાતરી કે જાણ હોય તો તેવું કોઇ સૂત્ર બતાવશો. પણ છેજ નહિ તો ક્યાંથી બતાવશો? પણ એથી ઉલટું એવું તો છે કે, છાન્દોગ્ય ઉપનિષદ્‌ના કર્ત્તા એક પ્રાચીન વિદ્વાને કૃષ્ણનુ એવુ વર્ણન કર્યું છે કે, "દેવકીનો દીકરો ઘોરથી શિક્ષા પામ્યો" એવુ લખેલું છે. જુવો—

तद्धैतद् घोर आङ्गिरसः कृष्णाय देवकीपुत्रायोक्त्वोवाच इत्यादि ॥

એટલે અગિરનો પુત્ર ઘોર નામનો ઋષિ, તે દેવકીના પુત્ર (કૃષ્ણ) ને એમ કહેતાં બોલ્યો; માત્ર એટલુજ એ શ્લોકમાં છે. આ જગ્યાએ કૃષ્ણના દેવતાઇ-પણાની વાત બિલકુલ સાબિત થતીજ નથી. તો વળી તેના મહિમાનાં વખાણની વાત તો શાની હોયજ?! એ પરથી અનુમાન થાય છે કે, જે વખતે એ ઉપનિષદ્ રચાયુ તે વખતમાં દેવકીનો પુત્ર જાણવામાં જાહેર તો હતો પણ તેના વિષે કોઇ ઠેકાણે એવો એક પણ શબ્દ નથી આવતો કે જેથી તેનુ દેવપણું સાબિત થાય. તેના દેવપણાની ભાવના તે વખતમાં કોઇને સ્વપ્ને પણ ન હતી. હવે આપ વિચાર કરશો કે, મહાભારત ઇતિહાસ વિગેરે પુરાણોમાં કૃષ્ણનું નાના પ્રકારનું વર્ણન આવે છે. અને તેનો મહિમા ભુંડી ભાવનાના માણસોએ દુષ્ટભાવ પુરો પાડવા માટે ધીમે ધીમે બહુ વધારી દીધો છે. જ્યાં જ્યાં તેની લડાઇઓની વાત આવે છે ત્યાં ત્યાં તે બીજા માણસના જેવો અજ્ઞાની ને અબળ જણાય છે એટલુંજ નહિ, પણ કપટનાં અનેક કૃત્યો જોવામાં આવે છે, ને સાધારણ માણસના જેવાં કામો કરતોજ જણાય છે. પોતાનું અથવા

બીજાનું રક્ષણ કરવા સારૂ, કે કોઇ શત્રુનો સહાર કરવા ઇશ્વરી કોઇ શકિત તેનામાં જણાતી નથી. વળી વનપર્વમાં લખ્યુ છે કે, તેણે હજારો વર્ષ સુધી અનેક તિર્થોમાં ઘણુ સખત તપ કર્યું. એવી વાત કોઇ પ્રકારનું દેવપણુ દર્શાવતીજ નથી, ઉલટું પાપીપણું તો દેખાડે છે; કેમકે તપ કરવું એ કોઇ પાપનિવારણાર્થ છે. તેથી તે કોઇ સાધારણ માણસના જેવોજ જણાય છે. અને વળી મહાભારતનાં કેટલાંક ઠેકાણાંમાં કહેલુ છે કે, તે કેશવ નારાયણ ઋષિ છે. એવુ કૃષ્ણ પોતેજ કહે છે. જુઓ,

त्वं चैवाहं च कौन्तेय नरनारायणौ स्मृता व॥ इति॥

અર્થ કે,—હે કુન્તીના દીકરા, તુ નર અને હુ નારાયણ છુ. વળી દાનધર્મમા કહ્યુ છે કે, કૃષ્ણ શિવનો પૂજારી થઇને સ્ત્રી સુદ્ધા તેને પ્રસન્ન કરીને અનેક વરદાન પામ્યો. હવે આપ બતાવશો કે, એથી કૃષ્ણ હરીનો એક અશી અવતાર છે એ શી તરેહ સાબિત થઇ શકે વારૂ ?

વેદવિદ્વાન—મહાભારતના આદિપર્વમાં લખ્યુ છે કે, "હરીના એક કાળા બાલથી કૃષ્ણ ઉત્પન્ન થયો." જેમકે—

व्यास उवाच।

तैरेवसार्द्धन्तुततः सदेवो जगाम नागयणमप्रमेय ।

अनन्तमव्यक्तमजं पुराणं सनातन विश्वमनन्तरूप ॥ ૭૩૦૬.

सचापितदाद्धात्सर्वमेवतत· सर्वे संवभूवुर्द्धरण्या

सचापि केशौ हरिरुद्ववर्हश्शुक्लमेकमपरचापिकृष्णम् ॥ ૭૩૦૭.

तौ चापि केशौ निविशेता यदूना

कुले स्त्रियौ देवकी रोहिणी।च

तयोरेकोबलदेवोबभूव

योऽसौ श्वेतस्तस्य देवस्य केशः

कृष्णोद्वितीयः केशवः संवभूव

केशोयोऽसौवर्णतः कृष्ण उक्तः ॥ ૭૩૦૮.

અર્થ—ત્યાર પછી એ દેવ એટલે બ્રહ્મા, તે એ દેવોની પાસે ગયો; (નારાયણની પાસે) જે કોઇથી કળાતો નથી. જેનો અત નથી ને જે કોઇને જણાયલો નથી, ને જેની ઉત્પત્તિ પણ નથી, ને જે સનાતનકાળ સુધી એકજ રૂપ થઇ રહે છે ને સર્વસ્વરૂપ જેનુ રૂપ અનન્ત છે તે ગયો. ને તેણે જઇને એનું બધુ કામ પુરૂ કર્યું. ને ત્યારે બધા દેવો પૃથ્વીમાં ઉત્પન્ન થયા. ને તે હરીએ

પોતાના બે બાલ તોડ્યા. એક ધોળો ને બીજો કાળો. એ બાલોએ આવીને જાદવના વંશમાં દેવકી અને રોહિણી નામે સ્ત્રીઓમાં પ્રવેશ કર્યો. જે ધોળો બાલ તેનો રોહિણીના પેટથી બળરામ (બળદેવ) થયો. ને બીજો જે કાળો હતો તેનો દેવકીને પેટે કૃષ્ણ થયો (જે કેશવ પણ કહેવાય છે), એમ કૃષ્ણ વિષે તો કહેલું છે.

સત્યાર્થિ—એવીજ રીતે વિષ્ણુપુરાણમાં પણ પરાશર ઋષિ કહે છે કે, કૃષ્ણની પેદાસ એક કાળા કેશમાંથી થઇ છે. જેમકે,

एव संस्तूयमानस्तु भगवान् परमेश्वरः ।
उज्जहारात्मनः केशौ सितकृष्णौ महामुने ॥
उवाच च सुरानेतौ मत्केशौ वसुधातले ।
अवतीर्य्य भुवोभारक्लेशहानिं करिष्यतः ॥
सुराश्च सकलाः स्वांशैरवतीर्य्य महीतले ।
कुर्वन्तु युद्धमुन्मत्तैः पूर्वोत्पन्नैर्महासुरैः ॥
ततः क्षयमशेषास्ते दैतेया धरणीतले ।
प्रयास्यन्ति न सन्देहोमद्दृक्पातविचूर्णिताः ।
वसुदेवस्य या पत्नी देवकी देवतोपमा ।
तस्यायमष्टमोगर्भो मत्केशो भविता सुराः ॥
अवतीर्य्य च तत्राय कंस घातयिता भुवि ।
कालनेमिसमुद्भूतमित्युक्त्वान्तर्दधे हरिः ॥ इति

અર્થ—હે મહા મુની, જ્યારે એવી રીતે દેવતાઓએ ભગવાન પરમેશ્વરની સ્તુતિ કરી, ત્યારે તેણે પોતાના બે કેશ, એક ધોળો અને બીજો કાળો ઉખેડીને તેણે દેવોને કહ્યું કે, આ મારા બાલ ભૂમંડળમા અવતાર લઇને ભૂમિનો ભાર અને સંતાપ ટાળશે. અને બધા દેવો પોતપોતાના અંશથી પૃથ્વીમાં ઉતરી આવીને મોટા મોટા અસુર (દૈત્ય) જે કે પૃથ્વીમા પ્રથમ પેદા કરવામાં આવ્યા હતા તેમની સાથે મહા મોટુ ઉન્મતાઇથી યુદ્ધ કરે. ત્યારે એ બધા દૈત્યો પર મારી નજર પડવાથી ચુરેચુરા થઇને ભૂમિ પર નાશ પામશે, એમાં કાંઇજ સંદેહ નથી. ઓ દેવો, દેવકી નામની વાસુદેવની સ્ત્રી જે કે દેવીના જેવી છે તેનો આઠમો ગર્ભ એજ મારા આ કેશનો અવતાર થશે. અને તે પૃથ્વીમાં અવતાર લઇને કંસ કે જે કાળ જેવો છે તેને મારી નાંખશે. એવુ કહીને હરી અંતરધાન થઇ ગયા. આ બે ઠેકાણે એવું વર્ણન આવે છે કે, વિષ્ણુના એક કેશ માત્રનો

કૃષ્ણ ઉત્પન્ન થએલો છે. પરંતુ ગીતામાં એના કરતાં વધારે મહિમા વર્ણવેલો નથી શું ? જેમ નવાં પુસ્તકો તેમ વધારે મહિમા દર્શાવેલો આવતોજ જશે.

વેદવિદ્વાન—હા, ભગવતગીતામાં અર્જુન કહે છે કે, કૃષ્ણ તે પરમાત્મા છે, તે આ પ્રમાણે—

पर ब्रह्म परं धाम पवित्र परम भवान् ।
पुरुष शाश्वतं दिव्यमादिदेवमज विभुं ॥
आहुस्त्वामृषयः सर्वे देवर्षिनारदस्तथा ।
असितो देवलो व्यासः स्वय चैव ब्रवीषिमे ॥ इति.

અર્થ—તુ પરબ્રહ્મ અને મોટો તેજોમય તથા અતિ પવિત્ર છે. તને બધા ઋષિઓ જેવા કે—દેવઋષિ, નારદજી, અસિતજી, દેવલ અને વ્યાસજી એ બધા કહે છે કે, તું શાશ્વત (નિત્ય રહેનાર) પુરૂષ, દેવજ દેવ, ને બધે વ્યાપક છે, ને કોઇથી ઉત્પન્ન થયો નથી, ને તુ પોતે પણ એમજ કહે છે કે હુ અનાદ્યનંત છુ, તો કૃષ્ણ વિષે તમે શુ કહેવા માગો છો ?

સત્યાર્થિ—હવે આપજ વિચાર કરશો કે, જેવી રીતે મહાભારતમાં કૃષ્ણનુ જૂદુ જૂદુ વર્ણન કરેલુ છે, તેવીજ રીતે બીજાં પુરાણોમા પણ જૂદા જૂદા મતો માલમ પડે છે. બ્રહ્મવેવર્ત પુરાણમાં બાળકૃષ્ણ તથા રાધાનુ નવીજ રીતે ભજન કરવામાં આવે છે, એના જેવુ વિષ્ણુપુરાણ વિગેરે બીજા કોઇ પણ પુરાણોમાં બિલકુલ આવતુજ નથી. એવી રીતે જ્યારે એ પુરાણોની ચોકસી થાય છે ત્યારે એમ નક્કી માલમ પડી આવે છે કે કૃષ્ણની બાબતમાં જૂદાં જૂદા અનેક પ્રકારનાં મતો ધીમે ધીમે બદલાતા ને બદલાતાજ ગયાં છે, ને એમ આ ભરતખંડમાં બન્યાજ કરે છે કે, જ્યારે કોઇ નવો મત ઉત્પન્ન થઇને ફેલાવ પામવા લાગે છે કે તરતજ તેના મતવાદીઓ તેની પ્રતિષ્ઠાને માટે નવુ શાસ્ત્ર પણ બનાવે છે. ને કોઇ તેની તપાસ કરતું નથી, કે વાંધો લેતુજ નથી, તેથી નવાં નવાં શાસ્ત્રોની વૃદ્ધિ થાય છે. ને કાંઇ કાળાંતરે તે જુનાં કહેવાય છે; કેમકે તે કોઇ જુના પાયા પર રચવામાં આવે છે તેથી જુનામાં ખપે છે.

વેદવિદ્વાન—તમે જે કૃષ્ણાવતારની બાબતમા વર્ણન કરી ગયા તે કાંઇ મારી સમજમાં બરાબર આવ્યુ નહિ. તે વાત બરાબર સાબિત થઇ શકતી નથી; કેમકે ઇશ્વરી અને માણુસિકપણાના ગુણ નજરે પડે એમાં કાંઇ બુદ્ધિને વિરૂદ્ધ વાત નથી. એ માટે જો તમે તેની સાબિતીનું કોઇ બીજુ મજબુત પ્રમાણ આપશો તો મને સમજણ પડશે.

સત્યાર્થિ—તમારૂ કહેવુ ઠીક છે. કૃષ્ણ વિષે હજુ પુરી સમજ પડે એવું નથી તો સાંભળો. પુરાણો એજ તેમની દેવતાઇપણાના પુરાવા છે, પણ તમે

થોડો વિચાર કરશો તો માલમ પડશે કે, બધાં પુરાણોની એજ રીત દેખાય છે કે, તેઓ પરસ્પર વિરૂદ્ધ છે. શિવપુરાણ અને વિષ્ણુપુરાણમાં પરસ્પર બહુજ વિરૂદ્ધતા ને દ્વેષ દેખાઇ આવે છે. તે દરેકમાં પોતપોતાના ઇષ્ટ દેવનુ વખણ કરેલું છે. શાસ્ત્રમાં જે દક્ષના યજ્ઞનો ભગ કરવાની કથા છે, એથી જાણ્યામાં આવે છે કે, પૂર્વકાળમાં પણ શિવના પૂજારીઓ વૈષ્ણવોનો દ્વેષ રાખતા હતા. શિવ અને વિષ્ણુનો પક્ષ ધરીને તેમના પુજારીઓ પોતપોતાના ઇષ્ટ દેવોની પ્રસશાને માટે નવાં નવાં પુરાણો બનાવ્યાં ને જુનામા વધારો સુધારો કર્યો, તેમાંના કેટલાંક પુરાણોમાં વિષ્ણુનાં વખાણ, ને શિવના પૂજારીઓની નિંદા કરેલી છે. પદ્મ-પુરાણનો ઉત્તરખડ જો આપ વાંચશો તો તેમાં વિષ્ણુની ભક્તિ બહુ પ્રસશાથી કરેલી છે. તે ખડમાં એમ પણ લખેલુ છે કે, મહાદેવે પાર્વતિને વિષ્ણુનુ પૂજન તથા ભક્તિમહાત્મ્ય સપૂર્ણ વિસ્તાર સાથે કહી દેખાડ્યું, ને જ્યારે રૂદ્ર વર્ણન કરી રહ્યો ત્યારે તે બન્ને જણોએ મળીને વિષ્ણુની સેવા કરી. ને વળી એજ પુરાણમાં ફરી એમ પણ લખ્યુ છે કે, એક વખતે ઋષિઓની સભામાં ભૃગુ ઋષિએ કહ્યું કે, ત્રણ દેવોમા કેવળ હરિ એકલાજ પ્રશસાને પાત્ર છે, એમ પદ્મપુરાણના ઉત્તર ભાગના છેલ્લા અધ્યાયમાં લખ્યુ છે તે વાચી જુઓ—

भृगुरुवाच ।

रजस्तमोगुणोद्रिक्तौ विधीशानौ सुरोत्तमौ ।
शप्तौ मया न पूज्यौ तौ विप्राणामृषिसत्तमाः ॥
शुद्धसत्वमयो विष्णुः कल्याण गुणसागरः ।
नारायणः पर ब्रह्म विप्राणा दैवतं हरिर् ॥ इति

અર્થ—બ્રહ્મા અને રૂદ્ર જે બધા દેવોમાં શ્રેષ્ઠ છે (તો પણ) તેઓમાં રજો ને તમોગુણ પણ અધિક છે. હે શ્રેષ્ઠ ઋષિઓ, મે તેમને (બ્રહ્મા ને રૂદ્રને) શાપ દીધો છે, એ માટે તેઓ બ્રાહ્મણોથી પૂજા પામવા પાત્ર નથી. પણ વિષ્ણુ શુદ્ધ ને સતો ગુણી છે, કે જે મગળ (શુભ) ગુણોનો સાગર છે ને તે નારાયણ પરમ બ્રહ્મરૂપી છે માટે વિષ્ણુ જે હરી એજ બ્રાહ્મણોને માટે પૂજાપાત્ર છે, ને તેજ બ્રાહ્મણોનો દેવ છે.

વેદવિદ્વાન—હા, એવીજ રીતે ભાગવતપુરાણમાં બ્રહ્મા પ્રજાપતિ પોતે એવાંજ વચનોથી વિષ્ણુની સ્તુતિ કરે છે. ભાગવત પુ. બીજા સ્કધના ૬ ઠ્ઠા અધ્યાયમાં બ્રહ્મા એમ કહે છે કે,—

नाह न यूयं यदृता गति विदुर्न वामदेवः किमुतापरे सुराः ।
तन्मायया मोहित बुद्धयास्त्विद विनिर्मितंचात्मसमं विचक्ष्महे ॥ ३६ ॥

यस्यावतारकर्म्माणि गायन्ति ह्यस्मदादयः ।

न य विदन्ति तत्वेन तस्मैभगवते नमः ॥ ३७ ॥ इत्यादिना ॥

અર્થ—જેની સદ્દગતિને ન હુ, ન મહાદેવ, ન તમે, કોઇ જાણી શકતા નથી, તો વળી બીજા બિચારા દેવોની તે શી ગુંજાસ કે તેઓ જાણી શકે!! કેમકે તેની મોહમાયાથી આપણી બુદ્ધિ પણ મોહિત થઇ છે, એજ કારણથી આપણે આ જગતને સાદ્દશ્ય બનાવેલું જોઇએ છીએ; તેના અવતારો અને કામોને પણ આપણે એવીજ ગતિપર જેને બરાબર સમજી શકતા નથી, તે ભગવાનને નમસ્કાર છે. ને વળી પદ્મપુરાણના ઉત્તર ભાગમાં બ્રહ્મા એમ કહે છે કે,—

व्यापकोऽय सदा विष्णुः परमात्मा सनातनः ।

अनादिनिधनः श्रीमान् भूतात्मा भृतभावनः ॥

यस्मादहहि सजातः सोयं विष्णुः सदावतु ।

सोऽय कालस्य कालो वै सोऽयं मम तु पूर्वजः ॥

અર્થ—એ વિષ્ણુ સદા બધે વ્યાપક છે, ને પરમાત્મા સદાથી એકજ રૂપનો બનેલો રહે છે, જેને આદિ અને અંત નથી. તે ઇશ્વર્યમાન છે. તે બધા પ્રાણીઓના આત્માઓનો બનાવનાર છે. જેનાથી હુ ઉત્પન્ન થયો એ વિષ્ણુ બધી વખતે સભાળ લે છે. એ મરણનો પણ મારનારો છે, મારૂ બધુ પુરૂ પાડનાર પણ એજ છે. વળી એમ પણ કહેલું છે કે,—

स पिता जनितास्माकं कीर्त्यते मधुसूदनः ।

અર્થ—તે મધુસૂદન એટલે મીઠા મુખ કે સુદર મુખો તે આપણ સર્વનો બાપ અને જન્મ આપનારો કહેવાય છે

સત્યાર્થિ—હવે એની વિરૂદ્ધતામા આપ વિચાર કરશો કે, લિગપુરાણ અને કચ્છપુરાણ વિગેરે જે શિવપુરાણો કહેવાય છે તેમાં વિષ્ણુની કેટલી બધી નિંદા કરેલી છે, અને શિવજીના કેટલાં બધાં વખાણ ગાયલા છે. લિગપુરાણમાં લખ્યું છે કે, એક દહાડો બ્રહ્મા અને વિષ્ણુ પોતપોતાની મોટાઇને માટે કજીયો કરતા હતા, ત્યારે એક અગ્નિરૂપ મહા મોટુ લિગ પ્રગટ થયુ. તેથી તેઓ શરમાઇને તથા તેનુ મહા તેજ જોઇને બન્ને જણે શિવની પૂજા કરી. એવુ લિંગપુરાણના ૧૭મા અધ્યાયમાં લખ્યુ છે. પણ ઓ મિત્ર, આ શ્લોકોનો તાત્પર્ય એવા પ્રકારનો છે કે, તે કહેતા પણ મને લાજ લાગે છે, તેથી કહી પણ શકતો નથી. અને મને બહુ આશ્ચર્ય લાગે છે કે, કોઇ ધર્મી અને બુદ્ધિવાન સદાચારી પુરૂષ એ પુસ્તક (લિંગપુરાણ) કે જેમા ઘણીજ નિર્લજ્જ ને ભ્રષ્ટ વાતો લખેલી છે તેને તે કેમ કરીને ઇશ્વરોક્ત શાસ્ત્ર માને? અને વળી આપ કહો છો

કે, પુરાણોની પરસ્પરની વિરૂદ્ધતા સાબિત થઇ શકતી નથી! આથી તે વળી કેટલીક વિરૂદ્ધતા જોઇએ! આવાં પુસ્તક કે જેમાં આવી શરમ ભરેલી ને અયોગ્ય વાતો છે તે વળી દોષિત, ને દુષ્ટ તથા હાનિકારક કેમ ના ઠરે? એ પુરાણમાં જે સસ્કૃત શબ્દો છે, તેનો શુદ્ધ ગુજરાતી તરજુમો કરતાં પણ મને લાજ લાગે છે, એવાં બિભત્સ પુસ્તકો બનાવનારને તથા મદિરોમાં લિંગાકારની મૂર્તિ કરી રાખનારને હજારો હાય હાય છે. કેવળ દુનિયામાં ભુંડાઇ વધારનાર સૈતાની માણસનુ એ કામ છે.

વેદવિદ્વાન—એમાં તો કાંઇજ સદેહ નથી કે, કેટલાંક પુરાણોમાં ઘણુંકરીને વિષ્ણુપુરાણનો મહિમા વધારે વર્ણવ્યો છે, ને કેટલાંકમાં વળી મહાદેવની પ્રશસા વધારે કરેલી છે. અને એ પ્રથમ નજરે જોતાંજ ખુલેખુલ્લી વિરૂદ્ધતા દેખાઇ આવે છે, એનું જે કારણ હમારા પડિત લોકો બતાવે છે તે હું પછીથી કહીશ. પણ પહેલાં આપને જે કાંઇ કહેવું હોય તે કહો, હુ ખુશીથી સાંભળીશ. કેમકે આપની વાત સાંભળવી મને બહુ ગમે છે.

સત્યાર્થિ—પડિતજી, એક બીજી વાત એ છે કે પુરાણોના કર્તાઓએ પોતાના ઇષ્ટ દેવોનો પક્ષ ધરીને કેવળ તેમનેજ વખાણ્યા એટલુજ નહિ પણ તેમને રહેવાની જગ્યાઓને તથા તેમના સેવકોને પણ વખાણ્યા, ને વિરૂદ્ધ પક્ષને પણ એજ પ્રમાણે વખોડ્યા છે. પદ્મપુરાણનો કર્તા જે વૈષ્ણવ હતો તે કહે છે કે વિષ્ણુના ભક્તો વૈકુઠ જાય છે, ને બીજા બધા લોકોથી સુખી ને ઉત્તમ થાય છે. વળી બ્રહ્મવૈવર્તપુરાણમાં કૃષ્ણનો પક્ષ તાણ્યો છે, તેના કર્તાએ કહ્યું છે કે, બધાંથી શ્રેષ્ટ તે ગોલોક છે. એથી ઉલટું શિવપુરાણ અને કચ્છપુરાણના કર્તા જે શિવમાર્ગિ છે તેઓ કહે છે કે, રૂદ્રના લોકો સહુથી સુખી ને શ્રેષ્ટ જગ્યામાં છે.

તો હવે પડિતજી, શિવપુરાણ ને વિષ્ણુપુરાણમાં જે વિરૂદ્ધતા છે, ને પરસ્પર દ્વેષ દેખાય છે તે વિષે કાંઇ વધુ કહેવાની જરૂર નથી, કેમકે આખા જગતમાં એ વાત જાહેર છે.

વેદવિદ્વાન—શું આપે કહ્યુ ન હતું કે કેટલાંક પુરાણો નવાં છે? આપ એ વાત કયાં પ્રમાણોથી સાબિત કરો છો? તે વિષે જો હમણાં કહો તો સારૂં, મારૂં સાંભળવાનું મન છે

સત્યાર્થિ—પુરાણોમાં ઘણે ઠેકાણે વણાર્સિ (કાશી) વગેરેનો મહિમા વર્ણવ્યો છે. હવે જો એ બરાબર જ્ઞાનપૂર્વક તપાસીએ તો જાણ્યામાં આવશે કે, એમાંના ઘણાક ભાગો બહુજ નવા છે. એ કારણથી પુરાણોનો એ ભાગ કે જેમાં નવા નવાં તિર્થોની વાત આવે છે તે નવાં નહિ તો બીજું શું? જ્યારથી ઉત્કલ (ઓરિસ્સા)માં જગન્નાથનુ મોટું મદિર થઇ ગયું તેને આસરે ૬૦૦ કરતાં વધારે વર્ષ નહિ થયા હોય. હવે આપ જાણો છો કે, બ્રહ્મવૈવર્તપુરાણમાં બંગાલા દેશના

તિર્થોનો મહિમા બહુજ વખાણ્યો છે, તેમાં એ મદિરની વાત લખેલી છે. તેથી નક્કી એ અનુમાન થાય છે કે, એ પુરાણ, કે જેમાં એ મદિરની બધી હકીકત આવે છે તે બધુ મદિરના બનાવ્યા પછી લખવામાં આવ્યું, એમાં કાંઇજ શક નથી, એ સબળ પ્રમાણ છે. અને એવીજ રીતે પદ્મપુરાણની નવીનતા ઉઘાડીજ દેખાવ છે, કેમકે એમાં શ્રીરગપટ્ટણ અને વ્યંકટના દેવોના મદિરોનું વર્ણન આવે છે. પુરાણોના જે ભાગોમાં તિર્થોનાં વખાણ કરેલાં છે, એ બધા ભાગોની ઉત્પત્તિ એવા પ્રસગમાં થએલી હોવી જોઇએ કે, બધે ઠેકાણે તિર્થનું મહત્વ ફેલાવવા ગોર ને મહેતાજીઓએ પ્રયત્ન કરવા માંડયો; તેવાજ અરસામાં આ પુરાણોના નવા ભાગો લખવામાં આવ્યા એવો ઘણો પ્રમાણવાળો સભવ છે. કેમકે એવા તિર્થોને વખાણ્યા વગર કોઇ લોક જાત્રાએ આવે નહિ. હવે કોઇ કોઇ તિર્થોનો મહિમા એવી રીતે બહુજ વધી ગયો હતો, ત્યારે તિર્થના મહત્વનો એક ભાગ રચીને કોઇ પણ પુરાણમાં મેળવી દેતા હતા; ને એવી જગ્યાઓની મોટાઇ ને પવિત્રતા સાબિત કરવા સારૂ તેવા પડિતોએ અનેક અદ્દભૂત કથાઓની કલ્પના કરી, તે એવી રીતે કે, આ સ્થળમાં તિર્થ કરવાથી શુદ્ધતા મળે, ને દેવોનુ દર્શન પણ થાય છે. એવી રીતે નવો ભાગ પુરાણોમા વધતો ગયો.

વેદવિદ્વાન—જ્યારે આપ ભાગવતપુરાણની વાત કરતા હતા ત્યારે કહ્યું હતુ કે, કેટલાક પડિતોની સમજ પ્રમાણે જોતાં તેમના કર્તા વ્યાસ હતા. શું આ બાબતમાં કાંઇ ભ્રાન્તિ છે, અથવા આપ એના રચવાનો નક્કી વખત કોઇ સબળ પ્રમાણોથી બતાવી શકો છો?

સત્યાર્થિ—ભાગવતપુરાણની એક કથાથી જાણ્યામાં આવે છે કે, તેના રચવાનો વખત મહાભારત પછીનો હતો. કેમકે એમ લખ્યુ છે કે, જ્યારે વ્યાસજીએ વેદોની સહિતા કરી ને તે પોતાના શિષ્ય પૈલ વિગેરેને આપી, ને ઇતિહાસ તથા પુરાણસૂતના બાપ લોમહર્ષણને દીધાં હતાં. ત્યારે વળી શૂદ્રાદિક લોકોના જ્ઞાન વધારાને માટે મહાભારતની સહિતા બનાવી. પણ તેથી સતુષ્ટ ન થતાં તે મોટી વ્યાકુળતામાં ડુબી ગયો, એટલામાં નારદજીએ સ્વર્ગથી ઉતરી આવીને વ્યાસજીને દર્શન દીધુ ને તેને સમજાવ્યો ને ત્યાર પછી વ્યાસજીએ ભાગવતપુરાણ બનાવ્યુ. એ વાત ભાગવતપુરાણના પહેલા સ્કધના ૪ થા અધ્યાયમાં લખી છે તે વાંચો—

इति भारतमाख्यानं कृपया मुनिना कृतं ।
एव प्रवृत्तस्य तदा भूताना श्रेयसि द्विजाः ॥
सर्वात्मकेनापि यदा नातुष्यद्धृदयं ततः ।
नातिप्रसीदद्धृदयः सरस्वत्यास्तटे शुचौ ॥
वितर्कयन् विविक्तस्थ इदं प्रोवाच धर्म्मविदिति ॥ १७ ॥

અર્થ—એવી રીતે કૃપા મુનિએ ભારતનામે ઇતિહાસ રચ્યો. પણ હે બ્રાહ્મણો, અગર જો કે, બધા પ્રકારનાં પ્રાણીઓનું કલ્યાણ કરવામાં તે એવી મહેનત કરતો હતો, તો પણ જ્યારે તે પોતાના મનમાં કાંઇ સંતોષ ન પામ્યો, ત્યારે તે ધર્મજ્ઞાની મહાત્મા ખુશી ન થતાં સરસ્વતિ નદીને કાંઠે બેસીને વિચાર કરતો કરતો આ પ્રમાણે કહેવા લાગ્યો, ને ત્યારેજ તેણે ભાગવતપુરાણ બનાવ્યું. ભાગવતના આ વચનોથી માલમ પડે છે કે, તેની રચના પુરાણો અને મહાભારત પછી થએલી છે તો પણ એનુ નામ બધાં પુરાણોની રીત પ્રમાણે પુરાણોના સાંકળિયામાં આવે છે. કેટલાક અહીના પંડિતો કહે છે કે, "મુગ્ધબોધ વ્યાકરણ"ના કર્તા બોપદેવે ખચિત ભાગવતપુરાણ રચ્યુ છે, એ તો લોકોમાં ચાલતી આવેલી એક જગજાહેર વાત છે, પણ એ વાત પર સંદેહ રાખવાને કોઇ ખરૂં કારણ માલમ પડતુ નથી. બોપદેવનો વખત દેવગીરીના રાજા હિમાદ્રિની કારકીર્દીમાં હતો; એટલે તેને ૬૦૦ વર્ષ વિતી ગયાં છે. કદાપિ આપની સમજમાં આ વખત બહુજ નવો માલમ પડતો હશે, પણ કેટલાંક પુરાણો તો વળી એથીએ પણ નવાં છે. સંભવ છે કે, પુરાણોનો વખત તે આ આચાર્યોના જમાનામાંજ હશે; કેમકે તે આચાર્યોનો મત પુરાણોમાં મળે છે, એટલે શંકરાચાર્ય જેને ૧,૦૦૦ વર્ષ થઇ ગયાં, ને રામાનુજને ૬૦૦ વર્ષ, માધવાચાર્યને ૫૦૦ વર્ષ; ને વલ્લભસ્વામિને ૨૫૦. જે પુરાણો હિન્દમાં મોજુદ છે તેમાંનું કોઇ પણ એક હજાર વર્ષ કરતાં જુનુ નથી. જે નવાં તે ત્રણસે કરતાં વધારે જુનાં નથી, પણ તેઓમાં કેટલોક એવો ભાગ ને કથાઓ છે કે જે કદાપિ એથી જરા જુની હશે. પણ કોઇ પુરાણના કર્તાઓ પોતાનો, ને તેમજ વાતોનો બરાબર કોઇ વખત બતાવતા નથી, કે જેથી કોઇ શોધક કે બોધકને ખરૂ પ્રમાણ મળી આવે. એવી રીતે પુરાણોની તપાસ કરતાં જણાઇ આવે છે કે, તે એક બીજાની પાછળ અનિયમિત વખતે બનાવવામાં આવ્યાં, તેથી કોઇ ખરૂં ને સત્ય પ્રમાણ મળી આવતું નથી. દરેક પુરાણના કર્તાને જે મત પોતાને ભાવતો ને ફાવતો આવ્યો તે પોતાની બુદ્ધિ મુજબ પુરાણોમાં પ્રગટ કર્યો. એમાંના કેટલાક પોતાના મતને બહુ દૃઢ કરે છે, ને બીજા મતના શાસ્ત્રોની ઘણી નિંદા કરે છે, એવીજ રીતે બ્રહ્મવૈવર્તનો કર્તા વેદાદિ બધા શાસ્ત્રોના મત ખંડણ કરી તેમના પર દોષ મુકે છે; જેમ તેના એક આદિ શ્લોકમાં લખ્યુ છે કે,—

भगवन् यत् त्वया पूर्वं ज्ञात सर्वमभोप्सितं ।
सारभूतं पुराणेषु ब्रह्मवैवर्त्तमुत्तमम् ॥
पुराणोपपुराणाना वेदाना भ्रमभञ्जनम् ।
हरिभक्तिप्रद सर्वं तत्वज्ञानाविवर्द्धकं ॥
कामिना कामदं चेदं मुमुक्षूणाञ्च मोक्षद ।
भक्तिप्रदं वैष्णवाना कल्पवृक्ष स्वरूपकम् ॥ इति.

અર્થ—ઓ ભગવાન, તું જે બ્રહ્મવૈવર્ત્તપુરાણને પ્રથમથીજ જાણે છે તે પુરાણ ઇચ્છવા જોગ ને સર્વ પુરાણોથી ઉત્તમોત્તમ, ને બધાનો સાર, પુરાણો ને ઉપપુરાણો તથા વેદોની પણ ભૂલ મટાડનાર, ને હરીની ભક્તિ શિખવનાર, ને તત્વજ્ઞાનનું વધારનારૂં, અને કામી લોકોના મનોર્થ પૂર્ણ કરનાર, મોક્ષના શોધકોને મોક્ષ પમાડનાર, ને વૈષ્ણુ લોકોને જાણે કે, કલ્પવૃક્ષના જેવો ભક્તિભાવ આપનાર છે.

હવે આપ વિચાર કરશો કે, જો પુરાણ ઇશ્વરવાણી હોય, ને તેમાંની બધી વાતો ખરીજ હોય તો આનુ (બ્રહ્મવૈવર્ત્તપુરાણનું) કહેવુ વાજબી ઠરે, ને તેમાં કહ્યા પ્રમાણે બીજા બધાં શાસ્ત્રોનુ ખંડન થઇ ચુક્યુ છે, તો હવે હું પણ કહી શકું છું કે, તમારાં બધાં જુનામાં જુનાં ને નવામા નવાં શાસ્ત્રો પ્રમાણ વગરનાં ઠરી ચુક્યાં છે. તમારાં શાસ્ત્રનાં પ્રમાણોથી હું પ્રમાણ આપીને વાત કરૂં છું. પણ જ્યારે તમારાજ શાસ્ત્રો એકબીજાનુ ખંડન કરે છે, તો હુ પણ તેમની સાથે ઉભો રહી તેમના વિષે સાક્ષી પુરી શકુ છું કે, તે બધાં પ્રમાણ વગરનાં, ને માનુષ્ય કલ્પિત કહાણીઓ છે. કેમકે માહેનાંજ પ્રમાણોથી મેં સાબિત કરી દીધુ છે. આપ વિચાર કરશો કે, મારાં આપેલાં પ્રમાણ ખરાં છે કે નહિ.

ત્યારે મેં જોયુ કે, સત્યાર્થિની આ વાતોથી વેદવિદ્વાનનુ મ્હો જરા ઉદાસ થઇ ગયુ ને તેના ચહેરા ને મુખમુદ્રાથી મને માલમ પડયુ કે, સત્યાર્થિનાં સજડ પ્રમાણોથી તેનુ મન કાંઇ ખેદિત જેવું થઇ ગયુ હોય એવુ મને લાગ્યું. ત્યારે મેં વિચાર્યું કે, આવો મહા પડિત થઇને પ્રમાણોનો કાંઇજ ઉત્તર આપી શકતો નથી, તેથી મને પણ હિન્દુશાસ્ત્ર પ્રમાણ વિનાના છે એવી પક્કી ખાતરી થઇ. કારણ કે જો કાઇ માહે પ્રમાણ હોત તો આ મહા પડિતને શૂરાતન છુટત. ને એટલી પણ છાતી ન ચાલી કે, હા ભાઇ, અમારાં શાસ્ત્ર એવાં પ્રમાણ વગરનાં તો છે. છેવટ મનમાં સતાપ પામીને એટલુજ કહ્યુ કે, આપની મરજી હોય તો કાલે સવારે આપણે આ મહા મોટી વાતનો વિચાર કરીશું, એમ કહી એક બીજાને સલામ કહી વિદાય થયા, ને હુ પણ પોતાને ઘેર ગયો.

---

## સંવાદ પાંચમો.

### નવા નવા મતોની ઉત્પત્તિ વિષે.

બીજે દિવસે હુ મોટી સવારે ઉઠીને આગળની રીત પ્રમાણે તૈયારી કરી પેલા પીપળા પાસે ગગાતીરે ચાલ્યો ગયો. એ સમયે પોહ ફાટયો ન હતો પણ પશ્ચિમ દિશાએ ચદ્ર આથમતો હતો. તેના મદ થએલા ઝાંખા ઝાંખા કિરણોથી કાશી નગરનાં ઘરો ને મદિરોનો દેખાવ ખુલ્લો નજરે પડતો હતો; પણ ચદ્રના ઝાખાપણાને લીધે કેટલીક વસ્તુઓનો આકાર બરાબર દેખાતો નહોતો. થોડીવાર

પછી ધીમે ધીમે પૂર્વ દિશાથી અજવાળુ આવવા લાગ્યું, ને સૂર્યનું ખરૂં તેજ ચદ્રના તેજ જોડે યુદ્ધ કરતું ને તેને જીતી નસાડતું આવી પહોંચ્યું. ને તેની આગળ રાત્રે પ્રધાનરૂપી થએલી ચાંદરણીઓ લોપ થઇ ગઇ. ત્યારે મેં વિચાર્યું કે, જ્યારે આ બેહુ અજવાળાં માહોમાંહે સગ્રામ કરી રહ્યાં હતાં ત્યાં સુધી ચારે તરફના પદાર્થો આગળના કરતાં ઘણાં અસ્પષ્ટ ને અનિયમિત માલુમ પડતા હતા. પણ જ્યારે સૂર્યના તેજની જીત થઇ, ને સૂર્યનાં કિરણો સસાર પર ફેલી ગયાં, ત્યારે દરેક વસ્તુ ને પદાર્થનુ સ્વરૂપ બરાબર જોવામાં આવ્યું. ને કેટલીક વસ્તુઓ જે પહેલાં જોવા જાણવામાં ન હતી, તે હવે સૂર્યના શુદ્ધ પ્રકાશે બરાબર જોવામાં આવી.

એ દષ્ટાત પર વિચાર કરતાં કરતાં હું સમજ્યો કે, કદાપિ વેદવિદ્વાનના મનની હાલત આ દષ્ટાંત જેવી હોય, કેમકે સત્યાર્થિની મહા જ્ઞાનરૂપી વાત પહો ફાટવાના ખરા અજવાળાના જેવી છે. હજુ સુધી તો તેનું પુરૂં તેજ પ્રકાશિત થયુ નથી, એજ કારણથી વેદવિદ્વાનની નજરમાં ચારે તરફના વિષયો ઝાખા ઝાખા ને સદેહ ભરેલા જોવામાં આવે છે. પણ આશા છે કે, ઇશ્વરની મદદથી સત્ય પુરૂષની પેઠે ધીરજવાન થઇને, અધાધૂની કે ધુધળાપણાનું કષ્ટ વેઠીને ખરા ધર્મના જીવનદાયક અજવાળાની વાટ જોતો રહેશે, તો કેટલીક વાતો જે હજી તેના સમજવામાં આવી નથી તે હવે પછી આબેહુબ, ને ખુલ્લેખુલ્લી જોવામાં આવશે, ને ખરૂ તત્વજ્ઞાન મળશે. એમ હુ વિચાર કરતો હતો એટલામા તે બેઉ મહા પુરૂષો ઝપાટાભેર આવી પહોચ્યા, ને એક બીજાને કુશળ સમાચાર પુછી બેસી ગયા, ને પહેલાંની પેઠે માહોમાંહે સવાદ કરવા લાગ્યા.

વેદવિદ્વાન—વેદાદિ શાસ્ત્રોનુ જે વર્ણન આપે કર્યું છે તે બધુ મેં પુરા ધ્યાનથી સાંભળ્યુ છે. જો હુ એવુ કહુ કે, તમારા બધા કહેવાથી હું આનદિત છુ તે મારૂં કહેવુ સાચુ નથી, કેમકે, પોતા વિષે એવું જાણવું કે, હજી સુધી હું ભૂલ ને ભ્રાંતિમાં પડી રહ્યો છુ, એવુ જાણી કોઇ ખુશી ના હોય. વળી હુ એવું પણ કહું કે, તમારાં આપેલાં પ્રમાણો મારી સમજમાં બરોબર ઉતર્યાં છે, ને તે બધાં ખરાંજ છે એવુ કહેવુ પણ ઠીક નથી. કેમકે કેટલાંક પ્રમાણો તે હાલ હું માન્ય કરી શકતો નથી, ને કેટલાંકનો અર્થ પણ પુરી રીતે હુ સમજી શકતો નથી. જો કે હાલ હું તેનો જવાબ નથી દેતો તો પણ આપ એવુ ન જાણશો કે, હું તેનો જવાબ દઇ શકતો નથી. કેમકે હું પ્રથમ આપનુ બધુ કહેલું સાંભળવા ચાહુ છું. પણ આ વખતે આપને એક વાત પુછવા ઇચ્છું છું તે એ છે કે, આપે ઘણી વાર એવું કહ્યું છે કે, શાસ્ત્રો, ને વિશેષે કરીને પુરાણો, કેટલાક નવા મત ઉત્પન્ન થયા પછી, તે મતો મજબુત કરવા સારૂ બનાવવામાં આવ્યાં. પણ હું એવું સમજું છું કે, મત તો શાસ્ત્રને લીધે છે, મતને લીધે કાંઇ શાસ્ત્ર નથી. એ વિષે આપ શું કહો છો?

સત્યાર્થિ—આપ જે સમજો તે ભલે સમજો, પણ જો આ વાતનો વિચાર કરશો તો માલમ પડશે કે, હાલ હિન્દુસ્થાનમાં અનેક મતો ફેલી રહ્યાં છે, ને એ મતો શાસ્ત્રથી સાબિત થઇ શકતાં નથી, કારણ કે તે સાધારણ લોકોને બહુ ભાવતાં ને ફાવતાં આવે છે. ભરતખંડમાં એવાં એવાં અનેક મતો હાલમાં મોજુદ છે. એ મતોની સંખ્યા અગણિત છે, તે સંબંધી લોકોમાં આ વાત પ્રસિદ્ધ છે કે, અઠયાસી હજાર ઋષિઓએ અઠયાસી હજાર મતો સ્થાપન કર્યા છે. આપ જોશો તો માલમ પડશે કે, એમ કોઇ ઠેકાણે કહેલુ નથી કે, મત શાસ્ત્રથી સ્થાપન થયાં; પણ ઋષિઓથી થયાં છે, ને દરેક મતના માનનારા પોતપોતાના મતના સ્થાપન કરનારને એક મહાઋષિ જેવા જાણે છે. અને વળી એ પણ ઉઘાડુજ છે કે, તેઓમાના કેટલાક શૂદ્ર જાતના માણુસ હતા, ને તેઓ શાસ્ત્રથી બિલકુલ અભણ હતા. ખાતરી છે કે, તેઓએ પોતાનાં નવા નવાં મત શાસ્ત્ર પ્રમાણે નહિ, પરતુ પોતાની બુદ્ધિ પ્રમાણે ઉત્પન્ન કીધાં. જો તમે તેની પુરી માહિતી મેળવવા ચહાતા હો, તો કેટલાંક પુસ્તકો છે જેમા આ વાત વિષે વિસ્તારથી લખેલુ છે, તે તપાસવાથી માલમ પડશે.

વેદવિદ્વાન—જે પુસ્તકો વિષે આપ કહો છો તે ક્યા ?

સત્યાર્થિ—એક તો "શંકરદિગ્વિજય" નામે છે. જે શંકરાચાર્યના એક શિષ્ય આનંદગીરીએ ૮૫૦ વર્ષ પર રચ્યુ. તેમા તે સમયના જુદાં જુદાં મતોનુ વૃત્તાંત આપેલુ છે. બીજુ "સર્વદર્શનસંગ્રહ" નામે પુસ્તક છે, જે પ્રખ્યાત માધવાચાર્યનુ લખેલુ છે. એને લખ્યાને સુમારે ૫૦૦ વર્ષ વિતી ગયાં હશે. ત્રીજું પુસ્તક તે "ભક્તમાળા" છે, તે ૩૦૦ વર્ષ પર નાભાજીએ લખ્યુ છે, ને તેની ટીકા ૧૫૦ વર્ષ પર કૃષ્ણદાસે લખી. વળી આસરે ૫૦ વર્ષ પર બે માણુસ એટલે સીતળસિંહ અને મથુરાનાથ કાશી નગરના રહેવાસીઓએ પોતાના દિવસોમા ચાલતાં જુદાં જુદાં મતોનુ વૃત્તાંત ફારસી ભાષામા લખ્યુ છે. આ પુસ્તકમાં જુદા જુદા સમયના જુદા જુદાં અનેક મતો જે શાસ્ત્રોથી પણ ભિન્ન છે, પણ પોતપોતાને માટે પોતે નવાં શાસ્ત્ર, ગીતો, ભજનો બનાવીને માને છે તે બધુ લખેલુ છે. જે નવાં મતોને મળતાં શાસ્ત્રો છે તેનુ વર્ણન આ ફારસી પુસ્તકમાં બહુજ કરે છે, એમાંના કેટલા મતસ્થાપક મરી ગયા, ને તે મત માનનારા પણ પાછા હઠી ગયા તો પણ કેટલાક હજુ છે એ વાત બધા જાણે છે.

વેદવિદ્વાન—એમાં તો કાંઇજ સંદેહ નથી કે મોટા મોટા આચાર્યો જેવા કે શંકર, ચૈતન્ય, વલ્લભસ્વામિ, રામાનુજ, રામાનંદ, કબિર, વિગેરે મતવાદીઓએ શાસ્ત્રના અર્થ નવી નવી રીતે કરી દેખાડ્યા, ને આ દેશમાં નવા નવા પંથ ચલાવ્યા છે. પણ એમા શાસ્ત્રની શી વિરૂદ્ધતા માલમ પડી શકે છે!

સત્યાર્થિ—આ નવા નવા પંથ એવી રીતે શાસ્ત્રથી વિરૂદ્ધ છે કે, જેવાં હિન્દુ શાસ્ત્ર પોતે પોતામાં વિરૂદ્ધ છે. પણ આ વખતે હું વિરૂદ્ધતાની વાત

કરતો ન હતો, પણ મારા કહેવાનો અભિપ્રાય એ હતો કે, જ્યારે આ આચાર્યોએ પોતાના નવા નવા મત ચલાવ્યા હતા ત્યારે તેમણે ને તેમના ચેલાઓએ પોતાના ચલાવેલા પથોને અધિક દઢ કરવા અને વધારવા માટે પુસ્તકો પણ રચ્યાં. જેમકે કબિર, અને કબિરપથીઓએ ઘણાં પુસ્તક બનાવ્યાં, પરંતુ કબિરપથીઓ વિના બીજા કોઇ પથવાદીઓ એ પુસ્તકોને ઇશ્વરદત્ત માનતા નથી. ને એજ રીતે નાનકશાહી ને શિવનારાયણી વિગેરે પથના શિષ્યો શિવાય બીજા બધા લોકો સારૂ સમજે છે કે, એ બધાં પુસ્તકો એમના આચાર્યોએ પોતાની બુદ્ધિથી કલ્પના કરીને તદ્દન નવાંજ બનાવ્યાં છે. હવે એ નવા ગ્રથોમાં તથા આગળનાં શાસ્ત્રોમાં પ્રાચીન(જુના)પણાનો ભેદ તો છેજ. જેમ આ દિવસોના આચાર્યો પોતાની બુદ્ધિથી નવાનવા પથ કાઢે છે તેમજ પૂર્વકાળના શાસ્ત્રકર્તાઓએ પણ પોતપોતાની સમજ પ્રમાણે નવાનવા પથ ઉભા કર્યા, ને તેમને ફેલાવવા તથા મજબુત કરવા માટે પોતાની બુદ્ધિથી શાસ્ત્રો પણ બનાવ્યાં. જેમકે, બૌદ્ધ મતવાળાઓએ વેદોનો ત્યાગ કરીને પોતાને ફાવતો અહિંસિક મત સ્થાપન કર્યો. એમજ વેદમતવાળાઓએ પોતાની બુદ્ધિમાત્રથી અનેક જુદાજુદા મતોની કલ્પના કરીને તેમને દઢ કરી મનાવવા માટે શાસ્ત્રો પણ લખ્યાં. એવીજ રીતે ચૈતન્ય, વલ્લભાચાર્ય, રામાનુજ, ઇ૦ ઓએ પોતાની અક્કલ હોશિયારીથી નવા નવા પંથ ચલાવ્યા. જેમ ચોમાસાની ઋતુમાં વરસાદથી જમીન પલળીને જાતજાતનાં ઘાસ ને વનસ્પતિ ઉગી નિકળે છે, એજ રીતે આ દેશના પડિતોની બુદ્ધિથી અનેક પુસ્તકો ઉત્પન્ન થયાં. વ્યાસજીના વખતથી માંડીને આજ સુધી પડિતોની બુદ્ધિ નવાં નવાં શાસ્ત્રો બનાવતાં અટકીજ નથી. હાલના વખતમાં પણ નવા નવા મતો પેદા થતાંજ જાય છે. જેમકે, રામમોહનરાયે "બ્રહ્મ સમાજ," દયાનદ સરસ્વતિ સ્વામિએ "આર્ય સમાજ," અને કેશવચદ્રસેને "ન્યુડિસ્પેન્સેશન" એટલે "નવી સાધારણ સમાજ" સ્થાપન કરવાની મહેનત કીધી. એ બધાંનાં શાસ્ત્રો તથા મતવાળા કેટલા છે, તેમની ગણતરી પણ કરવામા આવે છે. શુ તમે કોઇ પણ પ્રમાણથી આ વાતને સાબિત કરી શકો છો કે, જે જે શાસ્ત્રો કોઇ એક અમુક વખત પર બની ગયાં તે ઇશ્વરદત્ત છે એવુ બતાવશો? અને જે શાસ્ત્ર તે વખત પછી (મોડાં) બન્યાં તે કેવળ માનવ રચિત, અથવા આપ એવુ પ્રમાણ બતાવી શકો છો, કે જેથી આ બધાં પુસ્તકો, ને જુદાં જુદાં વિરૂદ્ધ મતોનો વિચાર કરીને તેમાંથી કોઇ એક ખરૂ ઇશ્વરદત્ત શાસ્ત્ર નિવેડી કાઢીને દેખાડી શકો છો કે આ તો ઇશ્વરદત્ત છે?

વેદવિદ્વાન—શું તેનુ એક આ પ્રમાણ નહિ હોય કે, એ બધા આચાર્યો તથા જુદા જુદા પથ ચલાવનારાઓએ વેદપુરાણ વિગેરેને ઇશ્વરોક્ત શાસ્ત્ર માનવામાં સમતિ આપી નથી શુ?

સત્યાર્થિ—અગર જો કે આપનું કહેવુ આ બાબતમાં ઠીક હોય તો પણ એથી સાબિત થઇ શકતું નથી કે. વેદ, પુરાણુ વિગેરે પુસ્તકો ઇશ્વરદત્ત છે, કેમકે એ તો ખુલ્લુંજ છે કે, સાધારણ બુદ્ધિવાળા લોકો અનેક વાતો પ્રમાણ વગર ને ખરી નથી તે પણ સાચી માને છે. કોઇ એક માણસના, અથવા ઘણા માણસોના કેવળ માનવાથીજ કોઇ વાત ખરી કે ખોટી ઠરી શકતી નથી, પણ બરાબર પ્રમાણ સહિત હોય તોજ ખરી ઠરી શકે. પણ આપનુ કહેવુ તપાસ્યાથી લાયક ઠરતું નથી, કેમકે એ આચાર્યોમાંના કેટલાએકે વેદપુરાણ વિગેરેને ઇશ્વરોક્ત શાસ્ત્ર માનવાને બદલે ઉલટું તેમનુ ખડણ કર્યું છે. વળી જો ઉઘાડી રીતે, લોકોથી ડરીને, ઉલટું નહિ બોલતા હોય, તો પણ એ શાસ્ત્રોના બોધને વિરૂદ્ધ પોતાનો નવો મત, ને નવો બોધ, પોતાનાં પુસ્તકોમા લખ્યો છે. જે લોકો અનેક વર્ણો(જાતો)નુ માનવુ,–મૂતિપૂજા કરવી,–દેવદર્શન કરવાં,–ઇ૦ ઇ૦ વાતોનો નિષેધ કરે છે, એવા લોકોના વેદાદિકને ખરા માનવાથી શો ફાયદો? હવે મારૂ કહેવુ એ છે કે, જેવી રીતે આજકાલના નવાં નવા મતો ને ગ્રંથોમા ઇશ્વરી પ્રેરણાનુ કાંઇજ પ્રમાણ નજરે પડતુ નથી, એટલે દરેક પથના શિષ્યો શિવાય બીજા બધા લોકો માને છે કે, એ ઇશ્વરોક્ત શાસ્ત્ર નથી, કેવળ માનવ કલ્પિત કલ્પના છે, એવીજ રીતે પૂર્વકાળના ગ્રંથોમાં પણ ઇશ્વરી લક્ષણ માલમ પડતું નથી; ને ઇશ્વરોક્ત હોવાનાં કોઇ પ્રમાણ પણ મળી આવતાં નથી પણ પાપી માણસોની અલ્પબુદ્ધિથી ઉત્પન્ન થયાનાં અનેક પ્રમાણો (ચિન્હો) વધારે ને વધારે સબળ દેખાય છે. એ કારણ માટે તેમને પણ ઇશ્વરોક્ત નહિ પણ માનવકૃત માનવાં જોઇએ. નર્યા પ્રાચીન હોવાથી કોઇ પુસ્તક ઇશ્વરોક્ત થઇ શકતુ નથી. ઘણા જુના ઇતિહાસો ને લેખો છે કે જેને કોઇ શાસ્ત્ર ગણતું નથી.

વેદવિદ્વાન—આપે જે જુદા જુદાં મતોની વિરૂદ્ધતા બતાવી છે, એ આપની સમજ પ્રમાણે તો વિરૂદ્ધતા છે, પણ અમે તો એને ખરેખરી વિરૂદ્ધતા માનતા નથી, કેમકે એ બધા પથવાળાઓ એકજ સનાતન પરમાત્મા, જે કેવળ નામોથીજ જુદો છે તેને માને છે.

સત્યાર્થિ—ઓ પડિતજી, આપને યાદ તો હશે કે, ષડ્દર્શનોની વાતમાં મે સાબિત કરી આપ્યુ છે કે, ખચિત એમા વિરૂદ્ધતાજ છે; કેમકે એક કહે છે કે ઇશ્વર છે ને બીજો કહે છે કે ઇશ્વર નથી. હવે જો કોઇ કહે કે, એ ખરેખરી વિરૂદ્ધતા નથી તો એ માણસ કેવો! શુ તે સ્પષ્ટ શબ્દનો અર્થ નથી સમજતો? જો ન સમજે તો તે બાળક જેવો છે. આપ તો એવુ નહિજ કહી શકશો કે આ વિરૂદ્ધતા નથી! વળી જુદા જુદા પથોની વિરૂદ્ધતાનુ તો હું પછી વર્ણન કરીશ. હાલમાં તો એક બીજી વાત કહેવા ચાહુ છું, જેથી મારો હેતુ વધારે ખુલ્લો કરી શકુ. પહેલાના વખતમાં ભાષ્કરાદિ આ દેશના પ્રવીણ જ્યોતિષિઓએ ખગોળ વિદ્યાના વર્ણનનુ એક પુસ્તક "સિદ્ધાંત શિરોમણી" નામે

બનાવ્યુ, તેમાં તેઓએ પોતાની બુદ્ધિ પ્રમાણે પોતાનો મત સાબિત કરવા માટે બુદ્ધિનાં અનેક પ્રમાણો લાવ્યા છે. એ પુસ્તકોમાં પણ ઘણા પ્રકારની પરસ્પર વિરૂદ્ધતા માલમ પડે છે, ને જ્યોતિષિઓ પોતાની શક્તિ મુજબ એક બીજાનો મત રદ્દ કરવા ચાહે છે. એમાંનો એક આર્યભટ્ટ નામે હતો, તેણે પૃથ્વીને પોતાની ધરી પર ફરવા વિષે બતાવ્યુ છે, ને તે બીજા પડિતો ખરૂ કરી માને છે. તેણે એવુ લખ્યુ છે કે,—

भपजर: स्थिरोभूरेवावृत्यावृत्य प्रातिदैवासिकौ।
उदयास्तमयौ सम्पादयति नक्षत्रग्रहाणाम् ॥ इति.

**અર્થ**—નક્ષત્રો તો સ્થિર છે, પણ પૃથ્વી પોતેજ ફરફર કરીને નક્ષત્રો ને બીજા ગ્રહોને દિનપ્રતિદિન અજવાળુ અને અસ્ત પમાડે છે. પરતુ આ બરાબર ને ખરી વાત જે આર્યભટ્ટે પોતાની બુદ્ધિથી નક્કી કરી હતી, તેને એક બીજો જ્યોતિષ શાસ્ત્રી જેનુ નામ બ્રહ્મગુપ્ત હતુ તે ખડણ કરવા બહુજ ચહાતો હતો. વળી ભાષ્કરાદિ પંડિતોએ ભૂમડળના આકાર અને માપ વિષે અનેક અનેક સિદ્ધાતો બતાવ્યાં છે, કે જે શાસ્ત્રોની વાતોને બહુજ ઉલટા છે. આપને એ માલમ તો હશે કે પુરાણોના કર્તાએ ભૂલ કરીને પૃથ્વીનો આકાર ચપટો (કમળના પાન જેવો) બતાવ્યો, ને કાચબાની પીઠ પર અથવા શેષ નાગના શીર પર મુકેલી બતાવી પણ ભાષ્કરાચાર્ય ખરા પ્રમાણનો અભિલાષી થઇ પોતાની જ્ઞાનબુદ્ધિએ બરાબર શોધ કરીને ખરા પ્રમાણો પ્રગટ કર્યા છે, કે પૃથ્વી ગોળાકાર છે, ને તે કોઇને આધારે રહેતી નથી. તે આ પ્રમાણે લખે છે કે,—

भूमेः पिण्डः शशाङ्कज्ञकविरविकुजेज्यार्किनक्षत्रकक्षावृत्तैर्वृत्तोवृतः सन् मृदनिलसलिलव्योमतेजोमयोऽयम्। नान्याधारः स्वशक्त्यैव वियति नियत तिष्ठाति ॥ इत्यादिना

એટલે પૃથ્વીનો પિંડ (ગોળો) ગોળ છે, અને ચદ્ર, બુદ્ધ, શુકર, સૂર્ય, મગળ બૃહસ્પતિ, શની અને બીજા નક્ષત્રોના ફરવાના માર્ગોથી ઘેરાયલી માટી, વાયુ, પાણી, આકાશ અને પ્રકાશથી બનેલુ મડળ છે. એને બીજા કશાનો આધાર નથી, પણ કેવળ પોતાના બળથી હમેશ આકાશમાં અધર ફુદડી ફરે છે. વળી એમ પણ કહ્યુ છે કે,—

मूर्त्तो धर्त्ता चेद्धरित्र्यास्तदन्यस्तस्याप्यन्योऽस्यैवमत्रानवस्था ॥
अन्त्ये कल्प्या चेत् स्वशक्तिः किमाद्ये किन्नोभूमेरित्यादिना ॥

એટલે જો ધરતીનો કોઇ બીજો મૂર્તિમાન આધાર હોય તો તેનો પણ કોઇ બીજો આધાર હોવોજ જોઇએ. ને વળી તેનો પણ કોઇ ત્રીજો આધાર પણ

હોવો જોઇએ. એમ આધારનો અધાર, આધારનો આધાર હોયાજ કરે તો એ તો કેવળ અવ્યવસ્થા કહેવાય. અગર જો કોઇ આખરે એવીજ વાત આણી મુકે કે તે પોતાના બળે રહે છે તો પહેલાંથી એવી અનેક કલ્પના કરવાનુ શું કારણુ? હવે હું આપને પુછું છુ કે, મડળના આકારાદિની બાબતમાં પુરાણોની વાતો અને ભાષ્કરાચાયની વાતોને આપ ખરેખરી વિરૂદ્ધ માનો છો કે કેમ?

વેદવિદ્વાન—ખચિત એ બેઉ મત અરસ્પરસ વિરૂદ્ધ છે, કેમકે પૃથ્વીનો ચપટો આકાર હોવો ને વળી ગોળાકાર હોવો એ બેઉ શી રીતે મળતા આવે? ને વળી ગ્રહોનુ બીજાને આધારે રહેવુ, ને પોતાને બળે રહેવુ એ બે વાત એક કેમ હોય? એ બે વાત એવી તો વિરૂદ્ધ છે કે, કોઇ તેનો મિલાપ કરી શકતુ નથી. પણુ હુ આપને પુછુ છુ કે, શુ શાસ્ત્રોની વાત ખરી, કે ભાષ્કરાચાર્યની વાત ખરી?

સત્યાર્થિ—ઠીક વારૂ, આપ માની લો છો કે એ મત અરસપરસ વિરૂદ્ધ છે. ને વળી એવીજ વિરૂદ્ધતા શાસ્ત્રના જુદાં જુદાં મતોથી પણુ માલમ પડી આવે છે, એ પરથી પણુ વિરૂદ્ધતા માની લેવીજ જોઇએ. હવ આપ એ પણુ કહેશો કે શુ ભાષ્કરાચાર્યનો સિદ્ધાત ઇશ્વરોક્ત શાસ્ત્રના જેવો છે? અથવા તેણે પોતાનીજ બુદ્ધિથી પોતાનો ગ્રંથ લખ્યો?

વેદવિદ્વાન—નહિ, નહિ. એનો (ભાષ્કરાચાર્યનો) સિદ્ધાત તો શાસ્ત્રના જેવો નથી, તેણે તો કેવળ પોતાની મનકલ્પના પ્રમાણે લખ્યુ એજ કારણુથી તે શાસ્ત્રને વિરૂદ્ધ છે, પણુ તેથી કઇ શાસ્ત્રનુ ખડણુ થતુ નથી.

સત્યાર્થિ—આપનુ કહેવુ એક રીતે ઠીક છે કે, ભાષ્કરે પોતાની બુદ્ધિથી શોધ કરીને પોતાનાં સિદ્ધાંતો લખ્યાં. ભાષ્કર વિગેરે બીજા જોતિષશાસ્ત્રીઓ કબુલ કરે છે કે, અમારી વિદ્યાની કાંઇ ઇશ્વરીય ઉત્પત્તિ નથી પણુ કેવળ અમારી વાત તો શોધ બુદ્ધિની લૌકિક વિદ્યા છે, પણુ હવે આપ જરા ખરી વિદ્યાને આધારે વિચાર કરશો કે, એમની માનસિક વિદ્યા તે તમારા શાસ્ત્રોની વિદ્યાથી ઘણીજ શ્રેષ્ઠ છે, એટલુજ નહિ પણુ તે સપ્રમાણુથી સત્ય છે. ભાષ્કરે આ વાત જોઇને શાસ્ત્રોની બાબતમાં એમ કહ્યુ છે કે,—

अत्र गणितस्कन्धे उपपत्तिमानेवागमः प्रमाणम् ॥ इति.

એટલે—આ ગણિતશાસ્ત્રના ભાગની સાથે જોડાઇને શાસ્ત્ર પ્રમાણવાળુ થઇ શકે છે.

અને એમા જરા પણુ શક નથી કે, આ ભાષ્કરાચાર્યનો સિદ્ધાંત આ બાબતમાં ખરો અને પ્રમાણિકજ છે. અને સર્વ પ્રકારે પરીક્ષાની નવી નવી તપાસોમાં સાબિત ને સત્ય ઠરે છે. કેમકે એ વિદ્યાને આધારે પરદેશોના વહાણુવટીઓ પોતાનુ કામ બરાબર કરી શકે છે. વહાણુવટીઓ તારામડળને એક કોરે મુકી જો વહાણુ ખેડે તો ધારેલે બદરે સીધા નહિ પહોંચે. પણુ તારામડળને આધારે તેઓ બારે માસ વહાણો હકારે છે. ને કોઇ પણુ બદરથી

નીકળી પોતાનું વહાણ પૂર્વે કે પશ્ચિમે સીધુ ચલાવી અને ધારેલે બંદરે જાય છે. આ વાત પર વિચાર કરવાથી બે વાતો સાબિત થાય છે, એટલે—

(૧) જો આવી બાબતોમાં શાસ્ત્રનુ બતાવવું અશુદ્ધ ને અયોગ્ય માલમ પડે છે, તો બીજી બાબતોમાં પણ તેમનુ કહેવુ કેમ વિશ્વાસજોગ થઇ શકે?

(૨) સાબિતીની ઝીણી અને પ્રમાણિક વાતોનો વિચાર કરવાથી એના કર્તાઓની બુદ્ધિનુ બળ ને તિક્ષ્ણતા સાબિત થાય છે. અને વળી પ્રાચીન કાળના પંડિતોની બુદ્ધિ જો ઝીણી વાતો શોધી કાઢી સિદ્ધાંત બનાવવાને બળવાન હતી તો સાંખ્ય વિગેરે દર્શનો ને શાસ્ત્ર રચવાને કેમ બળવાન ન હોય!!

વેદવિદ્વાન—આપનું કહેવું વાજબી તો હશે પણ જો દર્શનો ૪૦ શાસ્ત્રો કેવળ માણસોની કલ્પનાથી બન્યાં તો શું આ વખતમાં પણ કોઇ એવાં જ્ઞાને ભરેલા પુસ્તકો બનાવી શકે? તો કેમ કોઇ બતાવતા નથી?

સત્યાર્થિ—પંડિતજી, એનુ એક કારણ એ છે કે, આ સમય એતદ્દેશી પંડિતો નવી વિદ્યા મેળવવામાં તત્પર રહેતા નથી. પૂર્વ કાળમાં એવું ન હતું, પણ તે જમાનાના પંડિત લોકો ઘણી મહેનતથી ખરી વાતનો શોધ કરવામાં હમેશાં ખંતીલા હતા ને બહુજ મહેનત લેતા હતા. જે માણસ એવો શ્રમ કરે છે તેની બુદ્ધિનુ બળ બહુજ વધી જાય છે, ને તેઓ નવી નવી વિદ્યા મેળવી શકે છે. કેમકે વિદ્યા એવી વસ્તુ નથી કે, માણસ તેનો છેડો લઇ શકે, કિંવા તેની હદ બાંધી શકે. જેમ ઇશ્વરની સૃષ્ટિ હદ વગરની છે, ને પ્રકૃતિના પદાર્થો અસંખ્ય છે તેમ જે માણસ અભિમાન મુકીને પોતાને અજ્ઞાની સમજી આદરભાવ સાથે મોટી વાતો વિષે તપાસ કરી જો સત્યનો શોધ કરે તો એ માણસ નવી નવી વિદ્યા પામશે. એજ રીતે પ્રાચીન કાળના પંડિતોએ ભૂમંડળ, નક્ષત્રો ઇત્યાદિની બરાબર હાલત જાણવાના હેતુથી ઉમંગી થઇ જ્યોતિષવિદ્યા સ્થાપન કરી, ને વેદાન્તીઓ વિગેરે જે પરમપુરૂષાર્થના શોધક હતા તેઓએ પોતાની બુદ્ધિના બળે કરીને ભાતભાતની ભેદિક વાતોનો ફેલાવ કર્યો, પરંતુ આ સમયના વિદ્યાર્થિઓ વગર તપાસે, ને વગર શોધે પારકા લોકોની વિદ્યા માત્ર મુખપાઠ કરીને વિદ્વાન કહેવાયા ખરા, પણ પોતાના શાસ્ત્રની વાતો જેમ છે તેમજ ગ્રહણ કરે છે એથી વિદ્યાની કંઇ વૃદ્ધિ થતી નથી, ને વિદ્યાર્થિની બુદ્ધિ ખીલી દૃઢતા પામવાને બદલે ઉલટી મંદ થાય છે. અને તેઓ અભિમાની ને અબળ થઇ ખારવાળી ભૂમિના જેવા નિષ્ફળ ને નકામા નિવડે છે, તેથી કંઇ સારાં પુસ્તકોની પેદાશ થતી નથી.

વેદવિદ્વાન—આપના કહેવાથી તો માલમ પડે છે કે, તમારી સમજમાં પણ પુરાતન કાળના પંડિતોની વાતો ને શાસ્ત્રની વિદ્યા ખરી ને પ્રમાણિક છે, ને તેમનુ કહેલું બધુ બરોબર છે તો નવી વિદ્યાની શોધ કરવાની શી જરૂર છે?

સત્યાર્થિ—પંડિતજી, મેં તો એવું કહ્યુંજ નથી કે, એમની બધી વાતો ને વિદ્યા સપૂર્ણ અને સત્યજ છે; મેં તો માત્ર એમ કહ્યું કે, તે વારાના પડિતો નવી વિદ્યાના શોધમાં સારી પેઠે મન લગાડતા હતા. જેમકે, આર્યભટ્ટ ને ભાષ્કરજી, એમણે જોતિષ વિદ્યાની કેટલીક ખરી વાતોની શોધખોળ કરી. એ પ્રકારનો અભ્યાસ કરવામાં તેમણે ઘણી મહેનત લીધી એમાં હાલના પડિતોની બુદ્ધિ કરતાં તેમની બુદ્ધિ સમર્થ હતી. પણ અસખ્ય વાનો રહી ગઇ છે કે જેનો પત્તો તેઓ પામ્યા નથી. પણ એક બીજા કારણથી તેમની મહેનત જેટલી જોઇએ તેટલી ફળવાન ન થઇ, કેમકે તેમણે સત્યનો શોધ કર્યા છતાં પણ તેઓ હમેશ પોતાની ને પૂર્વજોની કલ્પેલી વાતોનું પાલન કરતા રહ્યા. અને એજ કારણથી અજાણપણાને લીધે સત્ય વાતો સારી પેઠે જાણી શક્યા નહિ. કેમકે કોઇ ભારે બાબતોની પરીક્ષા કરવા સારૂ હરેક સત્યાર્થિએ પોતાનુ મન કેવળ નિષ્પક્ષપાત રાખવુ જોઇએ. જે પોતાને જ્ઞાની જાણે છે તેણે એ શિખવુજ જોઇએ કે, મારે પોતે માનવુ ને મનાવવુ જોઇએ; ખરૂ જાણવુ ને જણાવવુ જોઇએ; ને એમ કરતાં જે કઇ સકટો આવે તે સહન કરવાજ જોઇએ. જે જે દુર્મતો પહેલાંથી મનમાં ઠસી રહ્યા છે એને ખોટાં જાણી કાઢી નાખવા, ત્યારે સત્વજ્ઞાનનો ભેદ મનમાં ખીલશે. પણ તેમ કરતા નથી, એ કારણથી પરદેશીઓની વિદ્યા પુરી પ્રમાણિક ને સબળ છે કે તે વિદ્યાર્થિના અતરમાં ઉંડી ઉતર્યા વિના. રહેતી નથી. તોપણ તેઓ તેને પારકી જાણી તેનો યોગ્ય અમલ કરતા નથી. દાણો મુકી ભૂસુ ખાય તેમ પોતાનો મિથ્યા મત મુકતા નથી (જેમ કે ગ્રહણ વખતે નાવુ, છાટો લેવો, દેશાટનથી વટલાવાય, ઇ૦), પણ જે ખરી વાત છે તેને જાણી જોઇને ખોટી પાડવી, તે તો દિવસને રાત માનવા જેવુ છે. ખરી વાત ને વિદ્યા પર જરા પણ ભરોસો રાખતા નથી, ત્યા સુધી નવા નવા મતો ઉત્પન્ન થયાજ કરશે, ને વગર વાંધે સ્વીકારશે, ને ખરી વિદ્યાના પ્રમાણો તેમને વિરૂદ્ધ લાગશે. પણ જ્યા સુધી આ દેશના પડિતો તેમની પૂર્વકાળની વિદ્યા ને વાતો ખરી સમજી તેનો પક્ષ રાખશે ત્યાં સુધી ખરી વિદ્યાનો વધારો થવો અસાધ્ય છે, એમ હું ધારૂ છુ.

વેદવિદ્વાન—શુ કોઇ બીજી જાતના માણસોએ હમારા શાસ્ત્ર જેવો કોઇ ગ્રથ બનાવ્યો છે, કે જેમાં હમારા શાસ્ત્ર જેવુ જ્ઞાન હોય?

સત્યાર્થિ—પડિતજી, જેવી રીતે ભરતખડના પડિતોએ "ષડ્દર્શન" વિગેરે બનાવ્યા, તેવીજ રીતે બીજા દેશનાઓ પણ એવા ગભિર વિષયોની ખાતરી કરવામાં તત્પર રહ્યા હતા. જેમકે મહાભારતમાં કહ્યુ છે કે,—सर्वज्ञा यवना राजन् शूराश्चैव विशेषतः એટલે હે રાજા, યાવન (ગ્રીક) લોકો સર્વજ્ઞ છે, ને વિશેષે કરીને શૂરા છે. મહાભારતમાં યાવન લોકોનુ એવું વખાણ છે;

તમારે જાણવુ જોઇએ કે, આ યાવન લોકો મુસલમાન લોકોથી બહુ પ્રાચીન છે કેમકે મુસલમાનોનો વખત ૧,૨૫૦ વર્ષથી પહેલાંનો નથી. યાવન લોકો કવિતા, ન્યાયશાસ્ત્ર, ને વિશેષે શિલ્પ વિદ્યામાં બહુજ કુશળ હતા, ને તેમજ ભૂમંડળની વિદ્યામાં પણ વિખ્યાત હતા. એ દેશના પંડિતોએ સૃષ્ટિની ઉત્પત્તિની બાબતમાં તત્વજ્ઞાનના અભિલાષી થઇને જાતજાતની કલ્પના કરી છે. પરમાત્માના શોધક થઇને તે બાબત ઘણી વાતો લખી છે. જે જે પુસ્તકો તેમણે લખ્યાં તે આજ સુધી જગતમાં મોજુદ છે. આ ગ્રંથોનો વિચાર કરતાં તે પંડિતોની બુદ્ધિની મહા ગંભીરતા ને તિક્ષતા માલમ પડી આવે છે. તેઓમાંનો એક જગતપ્રસિદ્ધ પંડિત નામે એરિસ્ટોટલ હતો. તેણે નીતિશાસ્ત્ર વિગેરે વિદ્યાના ઘણા ગ્રંથ બનાવ્યા છે. જો કોઇ તેના આ પુસ્તકોને ધ્યાનપૂર્વક વાંચે તો ગૌતમ ઇત્યાદિનાં પુસ્તકો કરતાં ઓછાં માનજોગ નહિ માને. પણ એરિસ્ટોટલ વિગેરે બધાં યવન પંડિતોએ કહ્યું છે કે હમારી વિદ્યા અને લખાણ તે ઇશ્વરપ્રેરણાથી કે ઇશ્વરોક્ત નથી; પણ અમારી બુદ્ધિ, મહેનત ને અભ્યાસથી રચ્યા છે. એટલે આ યવન ઋષિઓનુ જ્ઞાન તે માત્ર લૌકિકજ જ્ઞાન કહેવાય છે, તો ગૌતમ વિગેરેના લખાણ તે ઇશ્વરી જ્ઞાનથી ઉત્પન્ન થયાં એ કેમ મનાય? એવી વાતોનો વિચાર કરવાથી હિન્દુશાસ્ત્રો લૌકિક જ્ઞાનથી ઉત્પન્ન થયાં છે એ વાત નિઃસંદેહ સાબિત થાય છે.

વેદવિદ્વાન—એ લોકોનો ધર્મ કેવો હતો?

સત્યાર્થિ—ધર્મની બાબતમાં પ્રાચીન યવન લોકોનો એક એવો મત હતો કે, જેવો હાલમા હિન્દુ લોકોનો મત છે તેવોજ હતો, એટલે તેઓ જાતજાતનાં દેવદેવીઓની પૂજા કરતા હતા. પોતાના મનમા તેઓએ એવી કલ્પના કરી કે, ઝસ (દ્યૌસ્પતિ) વિગેરે દેવો છે, અને વળી હીરા (જ્યુનો) ઇત્યાદિ દેવીઓ છે; પોતાની એવી મનેચ્છાથી ભુલીને તે વખતના યવનોએ એવા દેવોનુ ભજન કર્યું. પરંતુ એક નવો મત તે દેશમાં પસરી ગયો, તે એવો કે, આખરે બધા યવનોએ આગળના કલ્પેલા બધા ખોટા દેવોની પૂજા કરવી મુકી દીધી. હાલમાં આ મહાન યવનભૂમિમાં એ પ્રાચીન દેવોની ભક્તિનુ કાંઇ નામનિશાન પણ માલમ પડતું નથી. પણ જ્યાં ને ત્યાં ભાંગેલા સ્તંભો ને ખંડિત મૂર્તિઓનાં તુટયાં ભાગ્યાં મંદિરોનાં ખંડિયેર પડેલાં તે આજ સુધી જોવામાં આવે છે.

વેદવિદ્વાન—મને એવુ માલમ પડે છે કે, આપની બધી વાતોનો સાર એજ છે કે માણુસજાત પોતાની પ્રેરકબુદ્ધિથી જાણી શકે છે કે એકજ પરમેશ્વર છે. અને આ સંસાર પર જેણે તેને સૃજાવ્યો છે, તેના પર ધ્યાન લગાડવાથી પરમેશ્વરનો મહિમા જાણવામાં આવે છે. જ્યારે પ્રથમ પુરૂષ એટલે માનવ જાતનો પહેલો પિતા પેદા થયો, જો કે તેની બુદ્ધિનું પરિબળ માપસર હતું, તો પણ તે પરમેશ્વરનુ સત્યજ્ઞાન રાખી શકતો હતો. પરંતુ જ્યારથી પરમેશ્વરની પવિત્ર આજ્ઞા તોડીને તે પાપી થયો ત્યારથી ધીમે ધીમે તેના સંતાનમાંથી સત્વ

ઘટતું ગયુ. વળી જે વખતમાં આર્ય કુળ ભરતખંડમાં આવ્યુ તે વખતમાં તેઓ પરમેશ્વરનું ચોક્ખુ ને ખરૂં તત્વજ્ઞાન વિસરી ગયા હતા, ને એજ કારણથી જ્યારે તેઓ વેદોના સૂક્તો બનાવવા લાગ્યા ત્યારે તેમણે ભૂલ કરીને અગ્નિ ઈંદ્રાદિ દેવોની જે પૂજા કરવી યોગ્ય ન હતી તેની સ્તુતિ કરીને તેનાં વખાણ કરવા લાગ્યા. ત્યાર પછી ઈંદ્રાદિઓથી જુદા જુદા અગણીત બીજા દેવોની કલ્પના કરીને દેવીઓની સાથે ભજવા લાગ્યા. વળી આપ કહો છો કે, શાસ્ત્રોનો વિચાર કરવાથી દેવોની બાબતમાં મતામતિનો વધારો થવાથી જુદા જુદા મત, પંથ થવાની સાબિતી થાય છે, અને શાસ્ત્રના કર્તાઓમાં પરસ્પર એક મોટી વિરૂદ્ધતા માલમ પડે છે કે, કયા કયા દેવો શ્રેષ્ટ છે. અને એમજ વેદાન્તાદિ શાસ્ત્રોમાં પણ એવીજ વિરૂદ્ધતા જોવામાં આવે છે. વળી વેદ, વેદાંગ, પુરાણાદિ બધા શાસ્ત્રોના ચક્રમાં કોઇ એવું તાત્પર્ય નથી કે, જેનો નિર્ણય કરવો માનસિક બુદ્ધિ બહાર હોય. આપ એ પણ કહો છો કે, ઘણો વખત વિત્યાથી શાસ્ત્રના પ્રાચીન કર્તાઓનુ જેવુ જોઇએ તેવુ વૃત્તાંત મળી શકતું નથી ; ને હવે પછી પણ મળી શકશેજ નહિ, શુ આપના કહેવાનો એજ સાર નથી ?

સત્યાર્થિ—આપે બરાબર કહ્યુ, ને એ બધી વાતોથી હુ એજ પરિણામ કાઢું છું કે, વેદાદિ શાસ્ત્રો બ્રહ્માથી થયા એ વાત કોઇ પણ પ્રમાણથી સાબિત થઇ શકતી નથી, એવો ખુલાસો તો મેં કર્યો છે. પણ એના જવાબમા જો આપ હજુ કાંઇ કહેશો તો હુ ઘણી ખુશીથી સાભળીશ.

વેદવિદ્વાન—આપનાં બહુ પ્રકારનાં પ્રમાણો ખચિત ધ્યાન દેવા લાયક છે, કેમકે પહેલાં કોઇ વાર હમારાં શાસ્ત્રો સબધી આવી ભૂલોની વાત મેં કોઇ દિવસે પણ સાંભળી ન હતી. આપના કહેવાથી અમારાં શાસ્ત્રોમાં જે જે ચુકો ને કલક સાધારણ દ્દષ્ટિએ દેખાય છે તે બાબત તો હાલ હુ કશુ કહીશ નહિ, કેમકે હવે દહાડો બહુ ચઢી ગયો છે, માટે આશ્રમે જઇએ. પરતુ સાંજ વખતે જો આપની મરજી હશે તો હુ એક બે વાત પુછીશ, અને મારી ખાતરી છે કે આપ નિષ્પક્ષ થઇને મારી ભ્રાત ભાગશો એવી આશા છે.

એ પછી અમે ત્રણે જણ એકબીજાને સલામ કરી વિદાય થયા.

---

## સંવાદ ૬ ઠ્ઠો.

### સત્ય વાતોનાં પ્રમાણો વિષે.

ઘેર ગયા પછી મેં કેટલાક વર્તમાનપત્રો વાંચ્યાં, જેમાં એક એ અદ્દભૂત સમાચાર જાણવામાં આવ્યો કે, આ દેશમાં એક ચીન દેશથી માણુસ આવ્યો છે, ને તે એવું કહે છે કે, "હાલમાં ચીનના ને કોરિયાના રહેવાસીઓમાંથી ઘણા લોકો પોતાના બાપદાદાનો બૌદ્ધ ધર્મ મુકીને, અને મૂર્તિપૂજા છોડી દઇને ખ્રીસ્તી

ધર્મ સ્વીકારે છે, ને તેના શિક્ષણ મુજબ ચાલે છે." એ વાત મારા મનમાં રાખી સાંજની વખતે જ્યારે ટહાડો પોર થયો ત્યારે વેદવિદ્વાન ને સત્યાર્થિનો સત્ય સવાદ સાંભળવા હુ ગયો. બન્ને આવીને બેઠેલા પણ હજુ સવાદ શરૂ કર્યો નહોતો; જાણે મારી વાટ જોતા ન હોય એમ મને લાગ્યુ. જ્યારે હું ગયો ત્યારે એ બેઉ પડિતોની આગળ ચીનના આશ્ચર્ય સમાચારની થોડીક વાત મેં કરી કે, આ કેવી અજાયબની વાત છે! કેમકે આસરે જગતના રહેવાસીઓનો પાંચમો ભાગ ચીનમાં વસે છે. એટલે જગતમાં એક અબજ, ને ચાળીસ કે પચાસ ક્રોડ માણુસ છે, ને એમાથી ચીન દેશમાં ૩૦ ક્રોડ છે; પણ ભરતખંડમાં હિન્દુ, મુસલમાન અને અગ્રેજ બધા મળીને ૩૦ ક્રોડથી વધારે નહિ હોય. એ વાત સાંભળનાજ વેદવિદ્વાન બહુજ અચબો પામ્યો, ને કહેવા લાગ્યો કે, કદાપિ એ વાત તો ખરી નહિ હોય ત્યારે સત્યાર્થિએ કહ્યુ, પડિતજી, એમાંની વસ્તી બાબત કઇ ભૂલ હોય તો હોય, પણ એમાં તો કાંઇજ સદેહ નથી કે, ચીન દેશના લોકોમાં ધર્મનુ એક મોટું બદલાણુ થતું જાય છે, ને ખ્રીસ્તી ધર્મ બહુ પ્રબળ થતો જાય છે એમા તો કાંઇજ શક નથી, ને પછી કેટલાંક પ્રમાણોનુ વર્ણન કરવા માડ્યુ, જેથી મારી આ વાત ખરી ને સત્ય ઠરી ચુકી. ત્યાર પછી સવાદ ચાલુ થયો.

વેદવિદ્વાન—તમારી વાત સાંભળવાથી એક વાતનું સ્મરણ મારા મનમાં આવે છે કે જે આગળના સવાદોના સબધમાં છે અને હુ તે બાબત એક સવાલ કરવા ચાહું છુ તે એ છે કે, એ કયુ પ્રમાણ છે કે જે તમારી સમજણમાં કાંઇ ગયા વખતની વાત સાબિત કરવા સારૂ લાયક અને યથાર્થ ઠરી શકે છે? જો કે વેદોનુ બ્રહ્માના મુખમાંથી નિકળ્યાનુ પરમ્પરાની વાતથી સાબિત નથી થઇ શકતુ, તો કોઇ પણ પ્રાચીન વાતનો કયા પ્રકારથી નિર્ણય થઇ શકે? શું કોઇ ભૂતકાળની વાતનુ કોઇ પણ બીજુ પ્રમાણ તમારાથી આપી શકાશે? પણ જો કોઇ પ્રાચીન વાતોની ખાતરી કરવા માટે પરમ્પરાની વાત કામે લાગે તો વેદ વિગેરે શાસ્ત્રોની સાબિતી કરવા માટે પરમ્પરાની વાત કામે કેમ ન લાગે તે મને કહો.

સત્યાર્થિ—ઓ પડિતજી, હુ નથી કહેતો કે, ગયા કાળની વાતોની ખાતરી કરવા માટે પરમ્પરાની વાતો કશા કામનીજ નથી; કામની તો છે. આ બાબતમાં જે કાંઇ મારી બુદ્ધિમાં બરાબર ને સત્ય માલમ પડે છે, તે આપ સાંભળીને સારીપેઠે વિચાર કરશો. મને લાગે છે કે, ગયા કાળની વાતો જે પરમ્પરાથી ચાલતી આવી છે તેમાની કોઇક તો વિશ્વાસ લાયક છે ને કોઇક તો વિશ્વાસ લાયક નથી; કેમકે એક વાતનું બરાબર પ્રમાણ મળે છે, ને બીજી વાતનુ નજરે પણ પડતુ નથી. એ કારણુ માટે દરેક બાબતની ખાતરી કરવા કયું પ્રમાણ ખરૂં ને કયુ ખોટું છે, એમ ખરા ખોટાના લક્ષણુની પુરી શોધ

કરવી જરૂરની છે. જેમકે, આ કથા કયા વખતમાં ને કયા સ્થળે ને કોણે કહી ને તેના પ્રથમ માનનારા કોણ, કેવા ને કેટલા હતા? ને શુ એ કથાની હકીકત તે ને તેજ વખતમાં લખવામાં આવી, કે પાછળથી સેકડો વર્ષ પછી લખાઇ, કે બાપદાદાના મ્હોથી વધઘટ થતી થતી સભળાતી આવી? એવાં એવાં લક્ષણોથી વિવેકી લોકો જાણી શકે છે કે, મૂળ વાત ખરી કે ખોટી છે. હવે આપ આ કસોટીથી પૂર્વની વાત તપાસી શકશો.

વેદવિદ્વાન—હુ જાણુ છુ કે, અનેક કારણોને લીધે સ્વભાવ, સ્થાન ને વખત વિગેરેના અતરથી માણસોમા મોટો ફેર હોય છે. કેટલાક માણસો નિર્બુદ્ધ, અજ્ઞાની, અવિવેકી, મનના મેલા, અવિદ્ય, કોઇ પણ વાતને એકદમ માની તે પર ભરોસો કરનાર ને ભોળા પણ હોય છે, પણ કેટલાક એવા છે કે જેઓ પડિત, પ્રવીણ, જ્ઞાની, ધ્યાન રાખનાર, શોધક ને દરેક વાતને ઝીણી રીતે તપાસનાર, મનના સ્વતત્ર, મહા વિવેકી ને ખરા સત્યાર્થિ હોય છે અને જગતમા આ વાત જાહેર છે કે, કેટલાક દેશના રહેવાસીઓ જે પહેલાં અજ્ઞાન-તામા ડુબેલા હતા તેઓ પછી ખરૂ જ્ઞાન મળવાથી યશસ્વી થઇ ગયા. અજ્ઞાન ને અભણ લોકોની બુદ્ધિ બહુજ અબળ હોય છે ને એજ કારણથી તેઓ જાણી શકતા નથી કે, કઇ કઇ કથાઓ અસભવિત ને પ્રમાણ વગરની છે, ને કઇ કઇ પાયા ને પ્રમાણવાળી છે પૂર્વકાળની જે વાર્તા કથા તેઓ સાભળે તે તરતજ ખરી માની લે છે, ને વગર વિચારે વિશ્વાસ કરે છે કે, હા, હા, તે એમજ હતુ; પણ સમજુક, જ્ઞાની, ને વિદ્વાનોની બુદ્ધિ બહુ બળવાન છે, ને તેઓ કથાઓની ખાતરી કરવા મહેનત કરે છે, કે તેમા શુ ખરૂ ને શુ ખોટું તે તપાસે છે. તો હવે આપ કહી ગયા છો કે, ષડદર્શનો ને સિદ્ધાન્તોના કર્તા વિદ્વાન ને બુદ્ધિમા તીવ્ર ને તીક્ષ્ણ હતા, ત્યારે એવા પડિતો એ અસત્ય વાતોને કેમ કરીને માન્ય કરી શક્યા હશે વારૂ?

સત્યાર્થિ—પડિતજી, એવુ માલમ પડે છે કે, જેઓ લૌકિક વિદ્યામા બહુ વિદ્વાન અને પ્રવીણ તથા વિવેકી છે, તેઓ હમેશ ધર્મની વાતોમા ચુસ્ત, ને કાળેલ હોય છે એમ તો તમારે સમજવુજ નહિ. તેઓ ધર્મ વિષયમા પોતાની બુદ્ધિ બહુ કામે લગાડતા નથી, જેમ હાલમા ઘણા કરે છે તેમ; અને તેઓ કોઇવાર ધર્મની ચિંતા કરતાજ નથી; અગર જો તેઓ કાઇ ચિતા કરે તો પણ લૌકિક સુખ ને સસારના માન સન્માનની ખાતર કરે, તેથી એવા જનો વૃથા ને પ્રમાણ વગરની વાતોનુ ગ્રહણ કરે એમા કાંઇ નવાઇ જેવુ નથી; કેમકે જો તેઓ તેનો ત્યાગ કરે તો બધા લોકો તેમને પાખડી કહેશે માટે ઘણા વિદ્વાનો પણ આવી અપવાદિત નિંદાથી બીહે છે, કદાપિ એવાં એવાં કારણોને લીધેજ પ્રાચીન કાળના પડિતોએ ધર્મ વિષેની કથાઓની પરીક્ષા અને ખરાખોટાની ખાતરી કરવાનુ છોડી દીધુ હશે, જેમકે, ન્યાયસૂત્રના કર્તાએ શબ્દપ્રમાણના વર્ણનમા કહ્યુ છે કે,

आप्तोक्तं शब्दः એટલે વિશ્વાસ લાયકનું વચન તેજ શબ્દ પ્રમાણુ છે; પણુ વિશ્વાસ લાયકનું કેવું લક્ષણુ છે, અથવા તો તે શી રીતે જાણ્યામાં આવે છે, એનો ખુલ્લાસો કરવો તેઓએ બિલકુલ મુકી દીધો છે. એવીજ રીતે બધા પ્રાચીન પડિતો એવી વાતોની ઝીણી રીતે તપાસ કરવી તદન મુકી દીધી. મારા સમજવા પ્રમાણે એનું મુખ્ય કારણુ એજ છે કે, હિન્દુ શાસ્ત્રમાં પૂર્વ કાળની વાતને માટે કાંઇ સત્ય પ્રમાણુ મળી શકતુંજ નથી.

વેદવિદ્વાન—આપ કૃપા કરીને બતાવશો કે ખરી અને સત્ય વાત કઇ રીતે જાણ્યામાં આવે ?

સત્યાર્થિ—કોઇ પણુ વાત હોય તો તે શબ્દ પ્રમાણુથી એટલે સાક્ષીના વચનથી ખરી ઠરી શકે છે, પરતુ સાક્ષીનો અર્થ પોતાની આંખે જોનાર એવો છે. અને એવા સાક્ષીઓનું કહેવુ ત્યારેજ વિશ્વાસ લાયક થઇ શકે કે, જો તેના વિષે આ બે વાતો મળી આવે તો તે ખરો શાક્ષી, એટલે પહેલું, જે વિષે તે સાક્ષી પુરે છે તે બિના બનતી વખતે તે પોતે શુદ્ધિ બુદ્ધિમાં છતાં દેખતે ડોળે હાજર હોય. તેમજ તે નિષ્પક્ષપાતિ ને નિ સ્વાર્થિ હોય ને બનેલી બિના વિષે પુરેપુરી પારખ ને તપાસ કરેલી હોય, જેથી તે પોતે સાક્ષીમાં કોઇ વાર ભ્રાંત કે ભૂલ ન ખાય. બીજી વાત કે, એ પણુ પ્રત્યક્ષ લક્ષણોથી સાબિત હોવું જોઇએ કે, સાક્ષી સત્ય પુરૂષ ને ભરોસાલાયક હોય, જેથી તે જાણી જોઇને કોઇને દગો ન દે. સન્માનથી ન રીઝે, ને અપમાનથી ન ડરે, તેજ ખરો સાક્ષી કહેવાય. વિશ્વાસ-લાયક સાક્ષીને માટે આ ઉપરની બે વાતો બહુજ જરૂરની છે, કેમકે જો તે પોતે કોઇ કારણુથી જુઠો ઠરે તો તેનું કહેલું વિશ્વાસ યોગ્ય નથી; ને જો તે કોઇ પણુ મતલબથી બીજાને ભૂલ ખવડાવવા ચાહે તો તે વિશ્વાસલાયક નથી. ટુંકામાં કે, (૧) સામર્થ્ય; ને (૨) વિશ્વાસુપણુ, એ બેજ વાતો ખરા સાક્ષીમાં જોઇએ.

વેદવિદ્વાન—બધી બાબતોમાં આ વાતોનો ખુલાસો કરવો બહુજ કઠણુ દેખાય છે. શું તમારી સમજમાં આવી સાક્ષી વિના કોઇ વાત સત્ય ઠરી શકતી નથી ?

સત્યાર્થિ—મારૂં કહેતું છેક એમ તો નથીજ કે એના વિના કોઇ વાત કે વૃત્તાંત સત્ય ઠરી નજ શકે, પણુ કહેવાની મારી મતલબ એજ કે ન્યાયસૂત્રાધારે જોતાં એના વગર કોઇ વાત કે વૃત્તાંત નિ સદેહ સાબિત થઇ સત્ય ઠરી શકતું નથી, એમ ન્યાયી પુરૂષોનુ ધારવું છે. કદાપિ સત્ય હોય કે અસત્ય હોય, પણુ એવી વાતોનો નિર્ણય કરવા માટે બુદ્ધિવાન માણસો વધારે પ્રમાણુ માગશે, ને તપાસ કરશે, ને કોઇ પણુ ભારે પ્રકરણુ પર ભારે પ્રમાણુ વગર વિશ્વાસ કરશેજ નહિ. પણુ આ વાતોનો નિર્ણય કરવો એ કાંઇ એટલું બધુ કઠણુ કામ નથી, કેમકે સસારી વહેવારોમાં વારવાર એવી બિના બને છે કે, જેમાં એવા પ્રકારની

તપાસ કરી ખાતરી કરવાની જરૂર પડે તો પોતાના કોઇ પણ સંસારી લાભને લીધે હરકોઇ જન સારી પેઠે પારખ કરીને નક્કી કરી લેવાનું જાણે છે. હવે જે માણસના મનમાં પરલોક અને ધર્મની બાબત વિષે એવી ને એથી વધારે ફિકર છે તે તો પારખ કર્યા વગર કેમ રહેશે? ને એવી ચોકસી કરવી તેને કાંઇ કઠણ લાગશે? હુ કહું છું કે, ના, ના, કાંઇ કઠણ લાગશેજ નહિ. પણ જે માણસોને પરલોક ને ખરા ધર્મની કશી ચિંતા નથી, તેને તો થોડો પણ અભ્યાસ કરી તપાસ કરવી બહુજ મુશ્કેલ થઇ પડશે. તેવા માણસને તો ધર્મની વાત ખરી હો કે ખોટી હો, સપ્રમાણ કે અપ્રમાણ હો, બધુ "હરે" કહી ખરૂજ માનશે. ને જો સત્ય હોય તો પણ લોકલાજને લીધે પારખ્યા વિના ગાડરિયા પ્રવાહની પેઠે ના કહી ખોટું માનશે. કેમકે ખરા ખોટાની તપાસ કરવાનુ મન નથી; તેને મન ખરૂ તે ખોટુ ને ખોટું તે ખરૂ.

વેદવિદ્વાન—અગર જો આપનું કહેવુ બરાબર હોય તોપણ હુ તે સમજી શકતો નથી, કેમકે એ ગયા વખતની વાતો બાબત એ પ્રમાણ શી રીતે કામ લાગે? કેમકે ગયા વખતની વાતોના નજરે જોનારા તો ઘણા વખત પર મરણ પામ્યા છે તો એમની કહેલી વાતો શી રીતે આપણે સાંભળી શકીએ?

સત્યાર્થિ—ખરી વાત, આપણે તેમના મુખની વાતો મોઢેમોઢ તો સાંભળી શકતા નથી, પણ તેમણે જે બાબતની વાતો તેમણે પોતાના ગ્રથોમા લખી છે તે વાંચ્યાથી નિર્ણય કરી શકીએ છીએ. ગયા વખતની વાતો તો બે પ્રકારની છે એટલે—(૧) વિદિત; (૨) લિખિત. પહેલા પ્રકારની એ કે ગ્રંથમાં લખેલી ન હતી પણ પરમ્પરાથી મોઢેમોઢ કથિત કે વિદિત ચાલતી હતી. બીજા પ્રકારની જે ગ્રથમાં લખાઇ તે. હવે પ્રાચીન કાળનુ એ વૃત્તાંત જે ગ્રથમાં નહોતુ લખાયુ તે કોઇ પણ રીતે ખાતરીબધ ન કહેવાય. અને એ તો બધા જાણે છે કે, હાલના જમાનામા કેટલાક વૃત્તાતો, કહાણીઓ, રાસો અને કથાઓ મુખપાઠથી ચાલ્યાં આવે છે. તેમાં ખરૂ શુ ને કેટલું તે કહી શકાય નહિ, કેમકે તેના સ્મરણમાં તથા યાદીમા હમેશાં કાઇ ને કાઇ તો વધઘટ થાય છે, તેથી તેમાં કેટલીક મિથ્યા વાતો તુરતાતુરત મળી જાય છે. જુઓ કે, હાલમા તરત બનતી બિનાઓમાં કેટલો બધો ફેરફાર થાય છે? તો પ્રાચીન કાળની કથા વાર્તાઓની શી હાલત હશે? કદાપિ ખરી હો કે ખોટી હો, પણ ખાતરીબધ નહિ હોવાથી બુદ્ધિવાન માણસો તેના પર ભરોસો લાવી શકતા નથી. વળી પ્રાચીન કાળની જે કથા વાતોઓ જેઓ ગ્રથોમા લખેલી છે તેઓ પણ બે પ્રકારની છે—(૧) સાક્ષીઓનુ વૃત્તાંત; (૨) જે સાક્ષી ન હતા તેમનુ વૃત્તાત (એટલે તે જમાના ઇતિહાસકર્તાઓ). તેઓ સાક્ષી ન છતા પણ તેમણે જે જે કર્યું, કહ્યું, તેમના વિષે લખ્યું તે, એ તો સાક્ષીઓના પુરાવારૂપી કહેવાય. એ બીજો પ્રકાર પણ નર્યો કાંઇ કામનો નથી, કેમકે તેથી કોઇ વાત ખરી ખોટી ઠરાવી શકાય નહિ. એ

કારણથી બુદ્ધિવાન માણસો સાક્ષીઓને ઐતિહાસિક પ્રમાણ વગર ખરા માનશે નહિ, ને તેમના લખાણ પર વિશ્વાસ પણ લાવશે નહિ. માટે ગ્રંથોની વાતોના સત્યાર્થે બહારના લેખકો એટલે ઐતિહાસિક પ્રમાણ જોઇએ છે.

પહેલો પ્રકાર એટલે સાક્ષીઓનુ વૃત્તાંત જે ગ્રંથમાં લખ્યુ છે તે રીતે પારખી લેવુ ને ખરા ખોટાનો શોધ કરી લેવો જોઇએ; જેવી રીતે જીવતા સાક્ષીનાં વચનો પારખવામાં આવે છે તેમ. એટલે,

(૧) શુ આ સાક્ષી તે વખતે બરાબર નજરો નજર જોનાર હતો કે નહિ? તેણે તે વાતો જ્ઞાન બુદ્ધિસહિત જોઇ સાંભળી છે કે? તે વાતની તેણે બરાબર ચોકસી કરી છે કે નહિ? તે પોતે ભૂલ નથી કરતો, તેમ તે બીજાને પણ ભૂલાવતો નથી, પણ વાત જેમ છે તેમ ખુલ્લા દિલથી બોલે છે? બનેલી બિના સબધી બીજા સાક્ષીના જેવુંજ તે બોલે છે કે નહિ? તેની વાતો સ્પષ્ટ છે કે ગોટા વાળે છે?

(૨) શું ખરા ને વિશ્વાસુપણાનું લક્ષણ સાફ રીતે જોવામાં આવે છે? જ્યારે આ બે વાતો સાક્ષીમા ખુલ્લે ખુલ્લી જોવામાં આવે છે ત્યારેજ બુદ્ધિવાન તેના કહેલા પર ભરોસો લાવશે, કે ખચિત આ સાક્ષીની વાતો ખરી ને સત્યતાસપન્ન છે.

વેદવિદ્વાન—શુ કોઇ પ્રાચીન કાળના વૃત્તાંતોમાં એવી વાત મળી આવે છે, કે જે આવા પ્રકારની ઝીણી ને ગૂઢ તપાસ કરવાથી ખરી ને પ્રમાણિક નિકળી આવે?

સત્યાર્થિ—નિઃસદેહ એવી વાતો ઘણી છે. હુ તમારે વાસ્તે દાખલારૂપ બેએક વાતોનુ વર્ણન કરૂં તે સાંભળશો.

ઘણાક વર્ષો પર ઇરાન દેશના એક મહા પરાક્રમી મહારાજાએ મોટુ લશ્કર લઇને યવન (ગ્રીક) દેશ પર ચઢાઇ કરી. એ વાતને હાલ ૨,૩૦૦ વર્ષ વિતી ગયાં છે. જો કે યવન લોકનુ લશ્કર બહુજ થોડું હતું તો પણ તે લશ્કરના સિપાઇઓ ઘણા નિર્ભય ને શૂરા થઇને બધી લડાઇમા શત્રુની સૈનાને હરાવીને તેઓએ તેને પોતાના દેશમાથી નસાડી મુકી. જ્યારે આ લડાઇ થઇ ત્યારે યવન દેશમા એક છોકરો હતો, તેનુ નામ હિરોડોટસ હતું. તે જુવાન થયો ત્યારે તેણે ઇચ્છ્યુ કે, એ લડાઇનો બરાબર ઇતિહાસ હુ લખીશ. એ વખતમાં તે યુદ્ધના નજરે જોનારા ઘણાક સાક્ષીઓ જીવતા હતા, ને તેઓ એ લડાઇની સપૂર્ણ હકિકત જાણતા હતા. તે સાક્ષીઓના મ્હોથી ચાલેલા યુદ્ધનું સપૂર્ણ વૃત્તાંત ખાતરીબધ જાણીને તેણે એક ઇતિહાસનું પુસ્તક ગદ્યમાં લખ્યું. વળી તેણે પોતાના ગ્રંથના આરભમાં ઇરાનીઓ વિગેરેનુ પણ કાઇક વૃત્તાંત લખ્યુ છે. તે લખનારે એ પરદેશીઓનો ઇતિહાસ જાણવાની અભિલાષાથી ઘણી મહેનત લઇને દૂર દૂર

દેશોમાં ઘણી મુસાફરીઓ કરી, ને તે દેશોના લોકોથી પણ મજકુર લડાઇની ઘણી હકિકત સાંભળી, ને એ વાતોની પુરેપુરી ખાતરી કરીને તે લડાઇનો ઇતિહાસ લખ્યો. હવે જાણવું જોઇએ કે, એ યવન દેશમાં રમતખેલ ને લીલાક્રિડાનો મોટો મેળો હતો. તે વખતમાં એ દેશના જૂદા જૂદા ભાગોમાંથી યવન લોકો ત્યાં ભેગા થયા હતા. જે વખતે બધા લોકો ભેગા થયા તે વખતે એ ઇતિહાસકર્તા હિરોડોટસે યવન લોકોની એક મોટી સભા કરી ને તેમની સન્મુખ પોતાનો ઇતિહાસ વાંચી સંભળાવ્યો. વળી એ પડિત પોતાનું લખેલું વૃત્તાંત બધા લોકોને વાંચી સભળાવવાની ઇચ્છાથી આથેન્સ નગરમાં આવ્યો. એ નગર બધા યવન લોકોમાં બહુજ પ્રખ્યાત હતું, ને ત્યાંના રહેવાસીઓ પણ પોતાની પ્રવીણુતા ને બુદ્ધિને લીધે બીજા નગરવાસીઓ કરતાં બહુજ વિખ્યાત હતા. અને વળી ઇરાનીઓના યુદ્ધમાં આથેન્સ નગરના રહેવાસીઓએ પોતાના મહારાજાની મદદ કરીને ઇરાનીઓની સામે લડાઇમાં ભારે ટક્કર લીધી હતી, અને અત્યંત શૂરવીરપણુ દેખાડીને શત્રુઓનો નાશ કરવા બહુજ પરિશ્રમ ઉઠાવ્યો હતો, જ્યારે એજ માણુસ તે સભામાં હાજર હતો, ને તે ઇતિહાસકર્તાએ પોતાનો ઇતિહાસ તેમને વાંચી સભળાવ્યો. તેના સાંભળનારાઓમાંના ઘણાએ તે લડાઇના વખતમાં યોદ્ધા થઇને શત્રુઓ સાથે લડાઇ કરી હતી, ને બીજા ઘણાઓ જેઓ તે લડાઇના વખતમા નાની ઉમરના છોકરા હતા, તેમણે તેમના પિતાજીઓના મુખથી પણ તે લડાઇ વિષે સાંભળ્યું હતુ. એ કારણને લીધે હિરોડોટસના બધા સાભળનારા તે લડાઇના પહેલાંથી પુરા ભોમિયા હતા. તે લોકો એ વખતમા અજ્ઞાન, અજાણ કે મૂર્ખ ન હતા, પણ બહુજ ચતુર, જ્ઞાની, વિવેકી, સ્વતંત્ર, ને કોઇ પણ વાત તરત માની લે એવા ન હતા. અને જગતમાં જાહેર છે કે એ નગરના સાધારણ લોકો પણ તીક્ષ્ણ બુદ્ધિના ને ભારે વિષયોના શોધક તથા બોધક હતા. કાંઇ નવતર વાત સાંભળ્યા વગર તેમનો વખત જતોજ નહિ. એવા સભાસદ શ્રોતાજનોની આગળ હિરોડોટસે એ મહા યુદ્ધની વાત વાંચી સભળાવી. મને બહુજ અસભવિત લાગે છે કે એવા જાણભેદુની આગળ ઇતિહાસકતા કાંઇ પણ કલ્પિત કે અસત્ય વાત કેમ કરીને કહી શકે? કેમકે એ યવન લોકોમાં ઘણા જુદા જુદા ભાગ હતા, ને અકેક ભાગનું અકેક જુદુ રાજ્ય હતુ. એ જુદા જુદા ભાગોના રહેવાસીઓ જુદા જુદા રાજ્યને લીધે માહોમાંહે એક બીજાની હરીફાઇ કરતા ને ઇર્ષા પણ રાખતા, ને તે લોકો મજકુર લડાઇની વાતમાં પુરા માહિતગાર હતા. તો આવી હાલતમાં ઇતિહાસકર્તા હિરોડોટસ આ જુદા જુદા ભાગોના રહેવાસીઓની વાતમાં કોઇ પણ જાતનો ફેરફાર કરીને, કોઇ પણ વાત છાની રાખી શકતો ન હતો. અને અગર જો તે કોઇએક પણ ભાગના રહેવાસીઓના શૂરાતન વિષે જરાક પણ ચઢાવીને બોલે કે અધિક વખાણુ કે વખોડ કરે તો બીજા ભાગના અનુભવીઓ જરૂર તેના પર ખોટા લખાણુનો વાંક મુકે,

ને તે લખાણને જુઠુ ઠરાવે. એને લીધે ઓ પંડિતજી, નિશ્ચય છે કે એ યુદ્ધનું જે વૃત્તાંત તેણે લખ્યું તે સપૂર્ણ રીતે વિશ્વાસલાયક છે. વળી એ વાત પણ સાફ ને ખુલ્લી છે કે, એ વૃત્તાંત જે વખતમાં લખાયું હતું તેજ વખતમાં બધા લોકોમાં ફેલી પણ ગયું, કેમકે બીજા ઇતિહાસકર્ત્તાઓની પણ તે વિષે સાક્ષી મળે છે, ને તે આજ સુધી મોજુદ છે, ને આ ઇતિહાસની વાત તદન સાચેસાચી છે એ વિષે બિલકુલ શક નથી. અને ગ્રંથકર્ત્તા તે પુરી ખાતરીની વાત લખે છે, એ વિષે કશી ભ્રાંતિ કોઇના મનમાં નથી. આપ જો આ મારી વાતની ખાતરી કરવા ચાહો તો પડિતજી, ઘણાં પુસ્તકો એ બાબતનાં સહેજ મળી શકે છે, ને એવી રીતે હિરોડોટસના પુસ્તકની પ્રાચીનતા પણ સાબિત થાય છે તે તમે જાણી શકશો.

વેદવિદ્વાન—તો શુ તમે એ કારણોથી એ બાબતની બધી વાતોને ખચિત ખરીજ સમજો છો ?

સત્યાર્થિ—હા, એ વૃત્તાંતમાં જે વાતો ઇરાનીઓના યુદ્ધ વર્ણનમાં છે તે નિ સદેહ ઘણુકરીને વિશ્વાસ લાયક છે. પણ મેં કહ્યું કે, એ ગ્રંથના આરભમાં ઇરાની વિગેરે પરદેશી લોકોની પ્રાચીન વાતો પણ લખેલી છે. ઇતિહાસકર્ત્તા હિરોડોટસે એ લોકોની વાતો જાણવા સારૂ તે દૂર દેશોમા મુસાફરી કરી. પરદેશોનો એ ઇતિહાસ પ્રાચીનપણા વિગેરે કારણોથી બહુ વિશ્વાસ લાયક નહિ કહેવાય. એ દેશોના રહેવાસીઓના મ્હોથી જે જે જુની વાતો તેણે સાંભળી તે બહુ સારી રીતે નક્કી નિર્ણય કરી ન કહેવાય ; કેમકે તે એ દેશોમાં બહુ વખત રહ્યો ન હતો, તેમજ ત્યાંના રહેવાસીઓના સ્વાભાવિક ગુણ લક્ષણ વિષે ભલી રીતે ભોમિયો નહોતો થયો. વળી જે જે વાતો તેણે ત્યા સાંભળી તે બહુજ પુરાતન કાળની હતી ; એ માટે બહુ ખાતરી બધ વાત ન હોવાને લીધે એ પરદેશીઓનું વૃત્તાંત પુરૂં વિશ્વાસ લાયકનું ઠરી શકતું નથી. એ કારણ માટે પડિતજી, જેઓ ખરેખરી વાતોના શોધક તથા જ્ઞાનીઓ છે તેઓ સત્યાસત્યનું પૃથક્કરણ કરીને હિરોડોટસ કૃત ઇતિહાસના બે ભાગ પાડે છે. પહેલા ભાગમાં યુદ્ધનુ વૃત્તાંત આણે છે, કેમકે તે લડાઇની હકિકત ખરેખરી બનીજ તે વાત સાબિત કરવા ચાહતો હતો ; તો પણ તે પ્રાચીન વાતોનુ સારીપેઠે નિર્ણય કરી શક્યો નહિ, માટે બીજો ભાગ જોઇએ તેવો વિશ્વાસ લાયક ન કહેવાય.

વેદવિદ્વાન—શું યવન લોકોનાં બધાં પુસ્તકો એવાજ પ્રકારનાં હતાં ?

સત્યાર્થિ—નહિ પંડિતજી, ખરા ઇતિહાસો શિવાય તેઓએ અનેક પ્રકારના ગ્રંથો બનાવ્યા, જે આખા જગતમાં પ્રસિદ્ધ છે. એરિસ્ટોટલ મહા પંડિતના વિદ્યારૂપી ગ્રંથોનો ખુલાસો મેં કર્યો છે. વળી કવિતા રચવામાં પણ તે લોકો ઘણા પ્રવીણ ને ઉત્તમ કવિજન હતા. યવની ભાષામાં ઘણાં નાટકો છે, ને બધા કવિશ્વરોની સમજમાં એમના જેવાં જગતમાં થોડાં છે ; જેમ હિન્દમાં કવિ કાળીદાસ

પ્રખ્યાત, તેમ યવનીમાં હોમર, આરિસ્ટોફાનેસ, યુરિપિડેસ, ઇત્યાદિ બહુ પ્રખ્યાત ગણાય છે. એના પુરાવામાં હુ એક વાતનુ વર્ણન કરીશ, જેથી પાયા ને પ્રમાણ વગરની વાત ને કલ્પિત કહાણીઓની રીત માલમ પડી આવશે. મેં આગળ બતાવ્યુ છે કે, યવન લોકોની હાલત પ્રાચીન કાળે આર્ય કુળના જેવીજ હતી. આખા જગતમાં પ્રથમનાં કુળો ને ગોત્રોની દશા સરખીજ હતી, કેમકે કુળો વધવાના આરભમાં માણસોની સખ્યા બહુ થોડીજ હતી ને તેઓ તે વખતનાં દુ ખો દૂર કરવામાં રોકાયલાં હતા. એ કારણથી તેમને વિદ્યા મેળવવાનો વખત મળતો ન હતો, એથી તેઓ લખતા, વાંચતાં બહુ કરીને જાણતા ન હતા. ને પોતા વિષેના ઇતિહાસની વાતો જેની યાદી તેઓ મધ્યે રહી તે માત્ર મુખદ્વારાએ કહેલી વાર્તા કે કથારૂપ વિદિત વાતો હતી એજ પરપરાની વાતો છે કે, એના વગર પ્રાચીન કુળોનુ કોઇ વૃત્તાંત ઘણુ કરીને હાથ લાગતુજ નથી. આવી અજ્ઞાનતા ને મૂર્ખાઇની હાલતમાં જેમ બીજી દેશજાતિઓએ કીધુ તેમ યવન લોકોએ પણ ધર્મ સબધી પોતાને સારૂ મત બાધ્યા; જેનુ થોડુ વર્ણન તો હુ કરી ગયો છુ. પાપને લીધે ખરા પરમેશ્વરનુ મૂળ જ્ઞાન પોતાના હૃદયમાંથી ગુમાવી નાખ્યુ છતા સૃષ્ટિજન્ય ઇશ્વરજ્ઞાનથી તેઓએ જાણ્યુ કે, હમારાથી શ્રેષ્ઠ ને મહા બળવાન કોઇ છે. તેથી તેમણે અનેક અનેક દેવદેવીઓની કલ્પના કરી. પ્રથમ સૃષ્ટિની શક્તિઓને દેવ જાણી તેમની પૂજા કરવા લાગ્યા. એ પછી મોટા સમર્થવાન માણસોનાં ચરિત્રો અને પરાક્રમી કામોને પરમ્પરાની રીત પ્રમાણે વધારી વધારીને તથા વખાણી વખાણીને બહુજ વધારી દીધા ને તેમને પણ દેવ તથા અવતાર ગણી માનવા લાગ્યા. જ્યારે એ રીતે દેવોની સખ્યા વધવા લાગી, ત્યારે જેમાં બળ ને જોસ જોયો તેને વળગી પડ્યા. જ્યારે ધરતીકપ થાય ત્યારે કહેતા કે દેવોએ પૃથ્વી હલાવી. જ્યારે સૂર્ય કે ચદ્રગ્રહણ થતું ત્યારે કહેતા કે આ પણ કોઇ દેવનુ કામ હશે. એવી એ અજ્ઞાનીઓની મનભાવના હતી. દેવોનાં કામો ને ચરિત્રો સાથે માણસોની વાર્તાઓ એવી ભેળસેળ કરી નાખી, કે કોઇ કહી ન શકે કે, કઇ વાત નરી કલ્પનાની હશે ને કઇ વાતમાં અસલ સત્યતાનુ મૂળ હશે.

માનવ બુદ્ધિની એવી હાલતમા ઘણુ કરીને કવિઓને બહુજ ફાવે છે; કેમકે કાવ્યનો ગુણ મનની ભાવના ને કલ્પનાની સાથે નિકટ સબધ રાખે છે ને ખરી વિદ્યાની ચોકસીથી એ વાત બિલકુલ જુદીજ છે, કેમકે "જ્યાં ન પહોંચે રવિ ત્યાં પહોંચે કવિ." કવિતામા અલંકાર ને અતિશયોક્તિપણું હોવાથી ખરી વાતનુ સત્ય પ્રમાણ મળવુ તે બહુજ મુશ્કેલ છે. જો કોઇ કવિ પોતાના કુળની બધી વાતોનો જો કવિતામા સગ્રહ કરે ને પોતાની તર્કશક્તિને વધારીને એક સુદર કવિતા લખે તો એ કવિતા દેવતાઇ મહત્વને પણ ટપી જાય એવી થાય. કદાપિ તે કુળની કોઇ વાત ગઇ ગુજરી હશે તો પણ જે મૂળ કવિતામાં રોપ્યુ તેજ

ખરૂં ઠરશે, ને કોઇ તે વાત જાણતું નથી માટે કવિતાની વાત ખરી માન્યા વગર છુટકો નથી; કેમકે કવિતા પૂર્વેની વાત ખોવાઇ કે ગુમ થઇ છે, ને કોઇ તેનો ખરો સાક્ષી મળી શકતો નથી. તેથી તે વાત વિશ્વાસ લાયકની ના કહેવાય.

વેદવિદ્વાન—શુ કોઇ એવી કવિતા યવન લોકે કરેલી હાલ સુધી રહેલી છે?

સત્યાર્થિ—પડિતજી, કેટલીક છે તો ખરી, પણ બધાથી શ્રેષ્ઠ અને પ્રખ્યાત ઇલિયડ નામે છે. પરમ્પરાથી કહેવાય છે કે, એનો લખનારો હોમર નામે કવિ હશે. પણ એ વાતનો કોઇ ખરો સાક્ષી મળતો નથી, ને ઘણાખરા વિદ્વાન જાણે છે કે, એ કવિતાની રચનામાં અનેક કવિઓની કલમો ફરેલી છે, એવું તે કવિતાના લક્ષણ પરથી જણાય છે. એમા તો કાઇ શક નથીજ કે, તેમા અનેક જૂદી જૂદી કાવ્યરૂપ કથાઓનો સગ્રહ કર્યો છે. દરેક કથા કલ્પવાનો વખત કોઇ જાણતો નથી, ને તે સગ્રહ કર્યાનો વખત પણ કોઇ જાણતુ નથી. કેમકે તે બાબત જે વાત પરમ્પરાથી ચાલતી આવી છે એની સાબિતિને વાસ્તે કોઇ લાયક પ્રમાણ કોઇ ઠેકાણે મળતુ નથી. એના હજારો હજાર શ્લોક સુદર યવની બોલીમા બહુ મનોહર કાવ્યરૂપ બનાવ્યા છે, અને એનો ભાવાર્થ તે એક મોટા યુદ્ધનુ વર્ણન છે. આ વર્ણનમાં યવન લોકોના દેવોનાં ચરિત્ર અને તેની જોડે મોટા મોટા મહા વીરોનો જશ એકત્ર વખાણવામા આવેલો છે, ને યવન લોકો ધરમૂળથી માનતા આવ્યા છે કે, આ બધી વાતો ખરી, ને સત્યના પાયા છે. પણ જેમ જેમ આ લોકો ખરા ઇતિહાસોની વિદ્યામાં પ્રવીણ થતા ગયા તેમ તેમ તેઓ એવા વૃત્તાંતો પર સદેહ આણવા લાગ્યા. એટલે તેમની ખરી ખાતરી થઇ કે, આ વાતો બિલકુલ સાચી નથી. એ તો કેવળ માનવી મનની કલ્પના છે. હવે એવો કોઇ વિદ્વાન નથી રહ્યો કે જે, આ કવિતાને ઇતિહાસના જેવી ખરી ને સાચી માનતો હોય. માત્ર તેની સુદરતાની પ્રશસા કરે છે.

વેદવિદ્વાન—શુ આપની એવી સમજ છે કે, જેટલી વાત વૃત્તાંતો કાવ્યમાં લખેલા છે તે બધાં ખોટાં, ને પાયા વિનાનાં છે? એમ તમે ધારો છો શું?

સત્યાર્થિ—પડિતજી, હુ નથી કહી શકતો કે, કાવ્યમાં કથેલી કોઇ વાત ખરી નથી, ને એમ મારૂ કહેવુ, ધારવુ, કે સમજવુ પણ નથી. પણ એ કે, જો તેનું કોઇ ખરૂ પ્રમાણ ના હોય તો કેવળ કવિતામાં લખ્યાથી કોઇ વાત ખરી ને પ્રમાણિક ઠરી શકતી નથી. કેમકે કાવ્યનો સબધ ખરી વિદ્યારૂપ પરીક્ષા સાથે અથવા ખરા ઇતિહાસ જોડે મળતો નથી આવતો. મનની ભાવના ને કલ્પના સાથે તો મળતો આવે છે ખરો. કવિતાનો ભાવાર્થ પણ ખરી વાતોનો નિર્ણય કરવાનો નથી, પણ દેવ રાજાઓ વિગેરેનો જશ વખાણવાનો ને શૂરાતન તથા ઉદારતા ઉભરાવવાનો છે. ચઢાવવા તથા ઉશ્કેરવાનો પણ હેતુ છે ખરો.

હવે આપ વિચાર કરશો કે પ્રાચીન કાળની જે વાતો શાસ્ત્રોમાં મળે છે તે કેવી છે? એ બાબતનો ખુલાસો કરવા બે વાતો તમને કહું તે પર ધ્યાન આપશો. એટલે—

(૧) મહાભારત ને રામાયણ તથા અરાઢ પુરાણો, એ બધાં કાવ્યમાંજ છે ને એમની બધી વાતો ને વૃત્તાંતો યવન લોકોના પ્રસિદ્ધ કવિ હોમરની કવિતાને બરાબર મળતી ને બધબેસતી આવે છે; એટલે પરમ્પરાથી ચાલતી આવેલી કહાણીઓ જેવી છે. હા, તે કહાણીઓનો મહાભંડાર કવિ લોકોએ ભરી મુક્યો છે. કવિઓએ એ કથાનો સગ્રહ કરીને અલંકારના ઝણકાર સાથે પોતાની બુદ્ધિબળે કરીને શણગારી મુક્યો છે.

(૨) તે લખવાનો વખત ખુલ્લી રીતે માલમ પડતો નથી પણ એટલુ તો જણાય છે કે, કેટલીક પેઢીઓ થયા પછી તેનો સગ્રહ કરવામાં આવ્યો; એટલુજ નહિ પણ જે વાતો બની ગઇ ત્યાર પછી હજારો વર્ષ તે મુખ વિદિત ચાલી ને ઘણોક ફેરફાર ને રૂપાંતર પામ્યા પછી બહુ કાળાતરે તે લખાઇ ને તે વળી કાવ્યમાં!! તેથી તેનો કોઇ સત્ય સાહેદ, કે વિશ્વાસયુક્ત પુરાવો મળતો નથી. માત્ર ચઢાવ બઢાવની અસિમ કલ્પનાજ છે.

(૩) એમના કર્તાઓનો બરાબર પત્તો મળતો નથી. પરમ્પરાથી કહેવાતું તો આવ્યું છે કે, મહાભારત ને પુરાણો વ્યાસજીએ લખ્યા. પરતુ કયા વ્યાસજી? કેમકે અનેક વ્યાસજી થઇ ગયા? એમાના કયા વ્યાસજીએ લખ્યા? અને કૃષ્ણ–દ્વૈપાયન ને સુત ઇત્યાદિનુ જે વર્ણન આવે છે, તેનુ નક્કી ન હોવાથી ખરૂં ઠરતુ નથી કે, કયા વ્યાસજીએ લખ્યાં? વળી મેં કહી દીધુ છે કે, અનેક ઉઘાડાં લક્ષણથી પ્રત્યક્ષ જણાય છે કે, કેટલાંક પુરાણો થોડાજ વખત પર લખેલાં હતાં, એટલે તેઓ નવાંજ છે. એવીજ રીતે મહાભારતના કેટલાક ભાગો પણ નવાજ છે. હવે એ બધાં પુસ્તકોનો વખત જૂદો જૂદો છે, તો એમનો એકજ કર્તા કઇ કઇ રીતે સાબિત થઇ શકે?

વેદવિદ્વાન—આપે તો આગળ એમ કહ્યુ હતુ કે, વેદોની સહિતા બહુ પ્રાચીન છે; ને વળી જે વર્ણન હમણાં તમે કરો છો કે તેમાનાં કેટલાંક નવાં, ને થોડા વખત પરનાં છે; અગર જો આપનુ એ કહેવું ખરૂજ હશે તો પણ તેથી વેદો પર શો દોષ લાગે છે?

સત્યાર્થિ—પડિતજી, મેં તો ખાતરીબધ માની લીધુ છે કે, વેદોના સૂક્તો ને તેની સહિતા એ બન્ને બહુજ પ્રાચીન કાળનાં. એની મૂળ રચનાને આશ્રે ૩,૦૦૦ વર્ષથી કાંઇ ઓછાં નહિ થયાં હોય, પણ તેથી તેનુ બ્રહ્માના મુખમાંથી નિકળવુ અથવા ઇશ્વરોક્ત હોવાનુ કાંઇજ પ્રમાણ મળી શકતું નથી. હુ તો સાબિત કરી ચુક્યો છું કે, સૂક્તોમાં ઇશ્વર વાણી હોવાનું કોઇ લક્ષણ માલમ પડતું

નથી, એવો વિચાર તો ઘણા વખત પછી એટલે જ્યારે સૂક્તકર્તાઓની ખરી વાતોનો નિર્ણય ન થઇ શક્યો ત્યારે એવો મત ઉત્પન્ન થયો કે, તે બ્રહ્માના મ્હોમાંથી નિકળ્યા; ને એ મત કેવી રીતે ઉત્પન્ન થઇ ચાલ્યો તે પણ મેં બતાવ્યું છે કે, યજ્ઞ કરતી વખતે યાજકના સૂક્તોચ્ચાર કરવાને લીધે તેમનુ બહુ માન વધ્યું, ને પ્રતિષ્ઠિત થયા. અને આખરે બ્રાહ્મણ મહત્વ સ્થાપિત થયુ. અને વળી બ્રાહ્મણોએ તે સૂક્તોનો મહિમા વધાર્યાને લીધે સૂક્તોનું ને તેમના કર્તાઓનું એવુજ મહત્વ વધ્યુ. એવા ઋષિ મુનીઓનાં વૃત્તાંત શાસ્ત્રમાં લખેલાં મળે છે. તો હવે એવાં અનેક કારણો છે કે, જેથી એ બધી વાત બરાબર જણાતી નથી. એટલે—

(૧) એ વાતોના કર્તા એટલે બ્રાહ્મણો એ બાબતમાં બિન સામેલ, ને બિન તરફદારી ન હતા, પણ જરૂર સામેલ ને સમતિ ને વગ રાખનાર હતા એમાં કાઇજ શક નથી.

(૨) એ બ્રાહ્મણોમાં એટલી બધી તાકાત ન હતી કે, આટલી બધી પેઢીઓ પછી ઋષિઓના લખાણનો ખરો ને સત્ય નિર્ણય કરી શકે

(૩) સાધારણ લોકો કે જેઓએ બ્રાહ્મણોથી એ વાતો સાંભળી તેઓ તેનો ખરો વિચાર કરીને ખરૂ ખોટું તોળી કાઢે એવી શક્તિ તેમનામાં પણ ન હતી.

(૪) અગર જો કે, સામાન્ય લોકોમા એવી શક્તિ હોત તો પણ તેઓ એવું કરવાથી બહુ બીતા હતા, કે રખે બ્રાહ્મણ શાપ દે. વળી જો કોઇ બ્રાહ્મણના કહેવા પર કાંઇ ભ્રાંતિ રાખે તો તે પાખડી ઠરે, ને પોતાના લોકોમાંથી વિચ્છેદિત (અલગ) કરાય. એવા તે વખતમા બ્રાહ્મણ પ્રબળ હતા, એવા દાબને લીધે કોઇ ચુ કે ચા કરેજ નહિ.

(૫) ઋષિ અને મુનિઓની જે વાતો શાસ્ત્રમાં મળે છે, એમની સાબિતિને અર્થે કોઇ ગ્રંથ વેદોના વખતનો હોય તો બતાવો. નથી મળતો. તો હવે સાક્ષીનુ ભરોસા લાયક વચન ન મળવાથી એ વાતો શી રીતે ખરી ને સત્ય ઠરી શકે તે બતાવો. ઠરી શકતીજ નથી. હુ તમને પુછું છુ કે ઋષિ અને મુનિઓનુ દિવ્ય ચરિત્ર લખ્યુ છે જે તેમના મરણ પછી હજારો વર્ષ પછી લખ્યાં તો તેની સત્યતાનુ પ્રમાણ શુ તે બતાવો.

વેદવિદ્વાન—શુ તમે એ નહોતુ કહ્યુ કે, હજુ સુધી કોઇ વાત ખરી ઠરી શકતી નથી? તો પણ કદાચ જો ખરી પણ હોય, ને જો કે હુ એવુ કબુલ પણ કરૂં કે તે પ્રમાણવાળી નથી, તો આપ કઇ રીતે સાબિત કરશો કે ઋષિઓનાં પ્રમાણ જે શાસ્ત્રમાં લખ્યાં તે ખરાં નથી? એ તમે કયા પ્રકારે સાબિત કરશો કે તે બરાબર નથી, એ મને કહો.

સત્યાર્થિ—કેટલીક વાતો એવી છે કે તેઓના જોઇએ તેવા પુરાવા મળતા નથી. કદાચિત તેઓ ખરી હશે, તો પણ, ઓ પડિતજી, એ વાતો એમજ છે કે

નહિ તેની અટકળ અનુમાનથીજ કરવાની છે, અને એ વાતની ખાતરીને માટે મેં શાસ્ત્રમાંથી એક બે દાખલા આપ્યા છે. જેમકે, આર્યકુળની પૂર્વેની હાલત. વળી ઘણી વર્ણાવર્ણોની ઉત્પત્તિ વિષે અનુમાનથી ખુલાસો કર્યો. વળી એવી રીતે કોઇ પણ પ્રમાણ વગરની વાતનુ ભોપાળુ જણાઇ આવે છે. કારણ કે પોકળ વાતોનુ એક લક્ષણ એ છે કે, તે પોતપોતામા ઉલટપાલટ છે, ને એજ લક્ષણથી અનુમાન કરીને હુ કહુ છુ કે, ઋષિઓ તથા મુનિઓની જે વાતો શાસ્ત્રમાં મળે છે તે બહુધા બધી પ્રમાણ વગરનીજ નથી, પણ તેનુ મિથ્યાપણુ તો ખુલ્લુંજ છે; કેમકે તે પોતે પોતામાંજ ઉલટપાલટ છે. વિશ્વામિત્ર, ભારદ્વાજ, વશિષ્ઠ, અત્રિ, પરાશરાદિક, બધા મુનિઓની વાત હુ હમણાં તમને કહી શકતો નથી, પણ માત્ર એકજ એટલે વશિષ્ઠનુ થોડુક વર્ણન કરીશ. વિષ્ણુપુરાણનો કર્તા કહે છે કે, બ્રહ્માને ભૃગુ આદી નવ માનસિક પુત્રો હતા, તેમાનો એક વશિષ્ઠ હતો. મહાભારતનો કર્તા એક જગ્યાએ કહે છે કે, બ્રહ્માને સાત દીકરા હતા; તેમાંનો વશિષ્ઠ સાતમો હતો. વળી મહાભારતના બીજા ઠેકાણામા કહ્યું છે કે, બ્રહ્માના પુત્રોમાં કોઇનુ નામ વશિષ્ઠ છેજ નહિ, પણ દક્ષ સાતમો દીકરો હતો. જુઓ ભારતમાં—

> ब्रह्मानुससृजे पुत्रान् मानसान् दक्षसप्तमान् ।
> मरीचिमत्र्यङ्गिरसं पुलस्त्य पुलहं क्रतुम् ॥

અર્થ—બ્રહ્માએ મરિચિ, અત્રિ, અંગિરસ, પુલસ્ત્ય, પુલહ અને ક્રતુ એ છ પુત્રને પેદા કીધા, અને સાતમો તે દક્ષ હતો.

વાયુપુરાણથી માલમ પડે છે કે એ સાત પુત્રો તે સપ્તઋષિ કહેવાય છે. જેમકે—

> भूयः सप्तर्षयस्त्वेव उत्पन्नाः सप्त मानसाः ।
> पुत्रत्वे कल्पिताश्चैव स्वयमेव स्वयम्भुवः ॥

અર્થ—વળી સપ્તઋષિ બ્રહ્માના મનથી ઉત્પન્ન થયા, અને તેણે તેમને પુત્ર કરી માન્યા. વળી પદ્મપુરાણમાં વશિષ્ઠનુ નામ પણ નથી આવતુ, એને બદલે કર્દમ લખ્યુ છે. મત્સ્યપુરાણમા બ્રહ્માના દસ પુત્ર કહ્યા છે, ભાગવત પુરાણમાં નવ; કચ્છ પુરાણમા બાર; લિંગપુરાણમાં ચૌદ. વળી ભાગવત વિગેરે પુરાણોમાં કહ્યુ છે કે, મરિચિ શિવાય બીજા બધા પુત્રો બ્રહ્માના શરીરમાંથી પેદા થયા. જેમકે ભાગવત પુરાણના ત્રીજા સ્કંધના બારમા અધ્યાયમાં લખ્યુ છે કે—

> अथाभिध्यायतः सर्गं दश पुत्राः प्रजज्ञिरे ।
> भगवच्छक्तियुक्तस्य लोकसन्तानहेतवः ॥ २१

मरीचिरत्र्यङ्गिरसौ पुलस्त्यः पुलहः क्रतुः ।
भृगुर्वशिष्ठोदक्षश्च दशमस्तत्र नारदः ॥ २२
उत्सङ्गान्नारदो जज्ञे दक्षोऽङ्गुष्ठात् स्वयम्भुवः ।
प्राणाद्वशिष्ठः सञ्जातो भृगुस्त्वचि करात् क्रतुः ॥ २३
पुलहो नाभितो जज्ञे पुलस्त्यः कर्णयोर्ऋषिः ।
अङ्गिरा मुखतोऽक्ष्णोऽत्रिर्मरीचिर्मनसोऽभवदिति ॥ २४

**અર્થ**—જ્યારે બ્રહ્મા ઉત્પન્ન કરવાની શક્તિ ધરાવે છે, તે સૃષ્ટિ ઉત્પન્ન કરવા લાગ્યો. ત્યારે (તેનાથી) દસ પુત્ર ઉત્પન્ન થયા, કે જેઓ સસારના દસ વશોના મૂળ પૂર્વજ છે, તેજ એ છે. એટલે મરિચિ, અત્રી, અગિરસ, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ, ભૃગુ, વશિષ્ઠ, દક્ષ; અને દસમો તે નારદજી છે. બ્રહ્માની જાગથી નારદજી થયો, અને અગુઠામાંથી દક્ષ, જીવથી વશિષ્ઠ થયો; ચામડીથી ભૃગુ, ને કર (હાથ)માંથી ક્રતુ; અને નાભિમાંથી પુલહ થયો તથા કાનમાંથી પુલસ્ત્ય ઋષિ થયો, ને મુખમાંથી અગિરસ, આખમાંથી અત્રિ, ને મનમાંથી મરિચિ થયો. પણ લિંગપુરાણની કથામાં વળી એથીએ જુદુજ ડફાણુ હાંકેલું છે. એટલે કાનમાંથી અત્રિ, ને આંખોથી મરિચિ પેદા થયો. ભાગવત પુરાણમાં વશિષ્ઠની સ્ત્રી અરૂન્ધતિ, પણ વિષ્ણુપુરાણમાં ઉર્જા કહેલી છે. વળી વિષ્ણુ પુરાણમાં લખ્યુ છે કે, વશિષ્ઠના સાત પુત્ર રજોગાત્ર, ઉર્દ્ધબાહુ વિગેરે હતા. પણ ભાગવત પુરાણમાં તેમનાં નામ ચિત્રકેતુ ઇત્યાદિ લખેલાં છે. શાસ્ત્રોમાં વશિષ્ઠનું જે વૃત્તાત છે તે આ પ્રકારની અદ્‌ભુત ને અરસપરસ વિરૂદ્ધતાથી ભરપુર છે.

વેદવિદ્વાન—તો શું આપની સમજણમાં વશિષ્ઠની બધી વાત જે શાસ્ત્રમાં લખેલી તે બધી જુઠીજ છે?

સત્યાર્થિ—પૂર્વે એક માણુસ વશિષ્ઠ નામે હતો, જે કાઇ રાજાનો ગોર અને વૈદિક સૂક્તોનો કર્તા હતો નહિ એવું તો મારૂ કહેવુ છેજ નહિ; એ નામ તો વેદોનાં સૂક્તોમા આવે છે. વશિષ્ઠ નામે કોઇ તો એ સૂક્તોનો કર્તા થયો હશે, એમાં કાંઇ અસભવિત કે વિરૂદ્ધ વાત નથી. અને એ પણ સભવિત છે કે, એના વશમા કેટલાક ગોર (યાજક) વૈદિક સૂક્તોના કર્તા પ્રખ્યાતિ પામ્યા હશે, એમાં પણ કાંઇ નવાઇ નથી. પણ નવાઇ એમા છે કે, બ્રહ્માના પુત્રો સબધીની જે વાત પુરાણોમાં લખી તે ખચિત ખોટી, ને પાયા વગરની છે, ને એવી વાતની ઉત્પત્તિ અજ્ઞાનતાથી કે કપટથી થએલી હોવી જોઇએ. જે માણુસોએ ભરતખંડમાં વેદોનો મત મનાવ્યો તેમની મારફતે વશિષ્ઠની પ્રતિષ્ઠા વધી ગઇ હશે. તેમણે સૂક્ત કર્તા ઋષિઓને બ્રહ્માના દીકરા ઠરાવ્યા, પણ જો તે ખચિત બ્રહ્માના પુત્ર

હોત તો પુરાણોમાં તેમનુ વૃત્તાંત આવું વિરૂદ્ધ હોત શુ? એ પરથી સાફ દેખાય છે કે, દરેક પુરાણકર્તાએ જેવું તેના મનમા આવ્યુ તેવું લખ્યુ. હવે આપજ વિચાર કરશો કે, એવું વૃત્તાંત ખરૂ છે કે ખોટુ?

વેદવિદ્વાન—આપ તો વળી ફરી વિરૂદ્ધતાને લીધે શાસ્ત્ર ઉપર દોષ લગાડો છો; મેં પહેલાં કહ્યું હતુ કે, જે આપની નજરમાં વિરૂદ્ધ દેખાય છે તે ખરેખર વિરૂદ્ધ નથી. ને હવે વેદાનુક્રમણિકાના કર્તાનુ એક વચન મને યાદ આવ્યુ કે જેમાં આનો ખુલાસો સાફ રીતે કર્યો છે. એટલે કે જૂદા જૂદા નામોથી પણ કેવળ એકજ બ્રહ્મા છે. જેમકે વેદોના અનુક્રમણિકાના ગ્રથકર્તાનાં વચનો—

तिस्रएव देवताः क्षित्यन्तरिक्षद्युस्थाना अग्निर्वायुः सूर्य्य इति ॥ एव व्याहृतयः प्रोक्ता व्यस्ताः समस्ताना प्रजापतिः ओङ्कारः सार्वदैवत्यः पारमेष्ठ्यो ब्राह्मो दैवो वा अध्यात्मिकः ॥ तत्तत्स्थाना अन्यास्तद्विभूतयः कर्मपृथक्त्वाद्वि पृथगभिधानस्तुतयोभवन्ति ॥ एकैव वा महानात्मा देवता ॥ स सूर्य्य इत्याचक्षतेस हि सर्व भूतात्मा ॥ तदुक्तमृषिणा सूर्य्य आत्मा जगतस्तस्थुषश्चेति तद्विभुतयोऽन्या देवताः॥ तदप्येतदृषिणोक्तम् इन्द्रम् मित्र वरुणमग्निमाहुरिति ॥

અર્થ—દેવ ત્રણ છે. એટલે, અગ્નિ, વાયુ અને સૂર્ય, જેઓ પૃથ્વી, આકાશ અને સ્વર્ગમાં વસે છે. વ્યાહૃતિ એટલે भूः भुवः स्वः એ બધાનો પ્રજાપતિ દેવ છે. ઓંકારના બધા દેવો છે; અથવા પરમેષ્ટ એ તેનો દેવ, કિંવા બ્રહ્મા દેવ, કે અતરજામિ તેનો દેવ છે. એ ઇશ્વરી અસ્તિત્વ છે. અને બધા દેવો જે પોતપોતાના ઠેકાણામા રહે છે તે તેના અશ છે. કેવળ જૂદાં જૂદા કામોને લીધે તેના જૂદાં જૂદાં નામ પડ્યા છે, અને તેની જૂદી જૂદી સ્તુતિ થાય છે, પણ પરમાત્મા તો એકજ દેવ છે. અને વળી કહે છે કે તે સૂર્ય છે કેમકે તે બધા તત્વોનો જીવ (આત્મા) છે. જેમ એક ઋષિએ કહ્યુ છે કે, સૂર્ય સર્વ સ્થળે ફરનારો આત્મા છે, અને બધા દેવો તેની પ્રતિમા કે અશ છે. અને આમ પણ ઋષિએ કહ્યુ છે કે, એકનેજ ઇંદ્ર, મિત્ર, વરૂણ વિગેરે કહે છે.

સત્યાર્થિ—પડિતજી, આપ કહો છો કે, ઇન્દ્રાદિ વિગેરે બધા દેવો એકજ પરમેશ્વરના જૂદા જૂદા ભાગો છે; અને વેદોમા પણ એજ બાબતના મત્ર મળે છે. પણ એ વાત ઠીક લાગતી નથી; કેમકે સૂર્ય, અગ્નિ, વાયુ વિગેરે દેખીતાજ જડ પદાર્થો છે, જેઓને ઇશ્વરે માનવ, ને પ્રાણી વનસ્પતિના ઉપયોગને સારૂ બનાવ્યા છે. અને જો માણુસ કેવળ ભૂલથી તેમને દેવ કરીને માનવા લાગે તો એવા જડ પદાર્થને કેવી રીતે ઇશ્વરના વિભાગો કરીને માની શકીએ? ને તેમની

ભક્તિ કર્યામાં શો લાભ થાય? અથવા જો એમ કહીએ કે, સૂર્યાદિકનો પણ કોઇ મુખ્ય મુકરર કરેલો દેવ હોય છે તો એનુ કોઇ પ્રમાણુ નથી. એને લીધે એવા દેવોની પૂજા કરવી ઉચિત નથી. વળી ઇન્દ્રાદિકોનાં એવાં તો ખોટાં ચરિત્ર લખેલાં છે કે, જે કદી ઇશ્વરને છાજેજ નહિ. પુરાણો મધ્યે તો તેના વિષે એવી અનેક નીચ ને નિર્લજ્જ વાતો લખેલી છે કે જે વાંચતા પણ શરમ લાગે. વળી તેમની માહોમાહેની લડાઇઓનુ પણ બહુજ વર્ણન કરેલુ છે. તો શુ એવા દેવો તે ઇશ્વરના ભાગો થઇ શકે? એમજ તમે પહેલાં પણ કહ્યુ કે, શિવ ને વિષ્ણુપુરાણોમા ખરેખરી વિરૂદ્ધતા નથી. એ બાબત હું આપને પુછુ છુ કે, અગર જો એ વિરૂદ્ધતા નથી, તો પડિતજી, તમે વિરૂદ્ધતા શાને કહો છો? વિરૂદ્ધતા તે શી વસ્તુ છે? તમારે નિ સદેહ જાણવુજ જોઇએ કે, જે વાદવિવાદ શિવ અને વિષ્ણુ પોતપોતામા કરતા હતા તે કાઇ દેખાડવા સારૂ કવાયતરૂપ લડાઇ ન હતી પણ ખચિત ને ખરેખરી તે લડાઇજ હતી. કેમકે દરેક જણુ પોતપોતાના ઇષ્ટ દેવની મહા મહેનતથી વખાણુ કરીને બીજા દેવો તથા તેમના પૂજનીકોની નિદા કરતા, ને શાપ પણ દેતા હતા. હવે જ્યારે પુરાણોના કર્તા પોતે તેને વ્યર્થ ને નકામી લડાઇ નહોતા સમજતા, તો તમે, અમે તેને કેમ કરીને નકામી ને બનાવટી લડાઇ માનીએ? આ બાબતમાં જો શિવમત ખરો છે તો વિષ્ણુમત ખોટો ઠરે છે, ને જો વિષ્ણુમત ખરો તો શિવમત ખોટો ઠરે છે; પણ હે મિત્ર, ખરી વાત તો એજ છે કે, એ બેઉ મતો ભૂલ ભરેલા છે એમા કશો સદેહ નથી.

વેદવિદ્વાન—બાળપણથી મેં પોતાના દેશના શાસ્ત્રોનુ બહુજ સન્માન કરેલું છે, કેમકે હુ એવુ સમજ્યો કે, એ શાસ્ત્ર મોટા મોટા ઋષિ, મુનિવરોના કરેલાં છે, ને એમા ધર્મનો ખરો માર્ગ દેખાડેલો છે, જેના પર આધાર રાખી સત સાધુઓ સનાતન કાળથી ચાલ્યા આવે છે ને તેમાં મુક્તિનો ખરો ઉપાય પણુ બતાવવામાં આવે છે. એવા શાસ્ત્રનુ હવે ખંડન થાય છે, એ સાંભળીને મને અતિશે દુ ખ લાગે છે. પણુ આપને દૂષબુદ્ધિહિન ને સત્યાર્થિ જાણીને આપનું કરેલું બધુ વર્ણન મેં ધ્યાનપૂર્વક સાંભળી લીધુ છે. શુ હજુ પણુ આપ એ બાબત વિષે કાંઇ કહેવા ચાહો છો?

સત્યાર્થિ—મારી વાતો સાભળીને તમને ખોટુ લાગે એમાં કાઇ નવાઇ નથી, કારણ કે, માનવનો સ્વભાવ એવો છે કે, જ્યારે કોઇ પરપુરૂષ પોતાની વ્હાલી ને માન્ય કરેલી વાત જેને તે ઘણા લાંબા વખતથી આનદભેર માન્ય કરતો આવ્યો છે તેને ખોટી ઠરાવે, ને રદબાતલ કરે તો તેથી તેનુ મન દુખાય છે. ને વિશેષ કરીને પોતાના બાપદાદાના ધર્મમાં ચુસ્ત મનથી વળગી રહેલો હોય, ને બીજો તેને સપ્રમાણથી ખંડન કરી નાખે, એ તેને કેમ ગમે? એટલા માટેજ મેં પહેલાંથી આપને કહી રાખ્યું હતું કે, સત્યની વાત હુ નિષ્પક્ષપાત કહીશ. એ

કારણથી મેં કોઇ પણ વાત નિંદાપૂર્વક કે ખેદદાયક વચન કહેવુ પસંદ કર્યુંજ નથી. પણ જે ખરૂં ને યથાર્થ તેજ માત્ર હું બોલ્યો છુ. અને આપે પણ મારી માફક કબુલ કર્યું હતું કે, ધર્મપ્રકરણમાં જે ભારે વાતો છે તેનો સત્યતાએ ખુલાસો કરવો એ અવશ્ય છે. એ કારણ માટે જો આપની ઇચ્છા હોય તો આવતી સવારે આપણે સવાદ કરીશું, ને જેટલાં પ્રમાણો ને સવદો બાકી રહી ગએલાં હોય તે મારી યથાશક્તિ નમ્રતાપૂર્વક ને શોભતી રીતે પ્રેમસહિત કહીશ. સલામ.

એ પછી અમે ત્રણે જણ એક બીજાને પ્રેમપૂર્વક સલામ કરીને વિદાય થયા, ને પોતપોતાને ઘેર ગયા.

---

## સંવાદ ૭ મો.

### દેવદત્ત સત્યવેદની વાતો વિષે.

બીજે દહાડે આગળની રીત પ્રમાણે સવારમાં અમે ત્રણે માણસો હમેશના સવાદ સ્થાને ભેગા થયા. એક બીજાને પ્રણામ કરી યથાસ્થાને બેઠા. પછી મેં વેદવિદ્વાન પર નજર કરી, તો કોઇ પણ કારણથી તેનું મ્હો અતિ આનદિત દેખાતું હતું. તેની આંખો હર્ષથી ચમકતી હતી ને તેનુ આખુ અગ ઉલ્લાસે ભરેલું હતું. એવું સ્વરૂપ જોઇને સત્યાર્થિ સાહેબ પુછવા લાગ્યા કે, આજે તો આપ બહુ મગ્ન હો, એમ મને માલમ પડે છે, મને લાગે છે કે, આપણા આગળ ચલાવેલા સવાદો પર ધ્યાનપૂર્વક વિચારો કરીને ઇશ્વરની દયાથી આપનું મન મગ્ન થયુ હશે. ત્યારે વેદવિદ્વાને કહ્યુ કે, નહિ પડિતજી, મારા હર્ષનુ કારણ એ નથી, પણ મારા એક ખરા દિલોજાન મિત્રનો કાગળ આજે મને મળ્યો છે ને એજ કારણથી હુ ખુશીમા છું, કેમકે એ મારો મિત્ર મહા ગુણિજન પુરૂષ છે. એના પત્રમાં એવી તો જ્ઞાન ભરેલી ને લાભકારી વાતો લખી છે કે, જેથી મારો જીવ બહુ સતુષ્ટ થયો છે ને મારા અત:કરણમાં જે પ્રેમ તેના પર હતો તે વધી ગયો છે. ત્યારે સત્યાર્થિએ કહેવા માંડયુ:—

સત્યાર્થિ—આપના મિત્રના પત્ર પરથી મને વાત કરવાનો ઠીક પ્રસંગ મળ્યો છે, એટલે જે વાતનો સવાદ હાલ હું કરવા ચાહુ છુ તે એવાજ મિત્રના પત્રરૂપ આનંદમય છે. જો આપની મરજી હોય તો ઇશ્વરના ગુણ પર પ્રત્યક્ષ વિચાર કરીને આપણે બન્ને જણ આ સત્ય સવાદમાં તપાસીએ કે, એવા ઇશ્વરને કયુ શાસ્ત્ર લાયક હશે? એટલે ઇશ્વરી ગુણોને અનુકૂળ ને તેના મતને મળતું કેવું શાસ્ત્ર જોઇએ તે તપાસીએ.

વેદવિદ્વાન—હા, પડિતજી, એ વિષય તો બહુજં ઉત્તમ છે, જેના પર બુદ્ધિવાન અને સત્યાર્થિઓ ભલી રીતે ધ્યાન ને મનન કરતા આવ્યા છે. પરતુ

વાતના આરભમાં હું પોતાનુ મન ખોલીને કહુ છું કે, આપનું જે જે કહેવુ આગળના સવાદોમાં થઇ ગયુ છે, એને લીધે મારા મનમાં બીક છે કે કદાપિ આ સંવાદથી પણ હિન્દુશાસ્ત્રનુ ખંડણ કરી નાખશો એવી ફીકર મારા મનમાં રહે છે. તો પણ હું આપની વાજબી વાતો સાંભળવા તૈયાર છું, કેમકે આપનું કહેવું સત્ય છે. મારા મિત્રે પણ પત્રમાં લખ્યુ છે કે, ખરી ને સત્ય વાતો સાંભળવાથી કોઇ પ્રકારની હાનિ કે નુકસાન થતું નથી. અગર જો અસત્ય વાત હોય તો પણ તેની તપાસ કરવાથી તથા સત્ય વાતનો ખુલાસો લોકોમાં ફેલાવવાથી પોતાને તથા બીજાઓને પણ મોટો લાભ થાય છે. હવે આપને પ્રથમ જરૂર છે કે પરમેશ્વરના પ્રત્યક્ષ ગુણો જે જોવા જોગ છે, તેનુ થોડુ પણ વર્ણન કરી જશો. અને એ પછી ઇશ્વરીય મતોની યોગ્ય સમજણ પાડશો.

સત્યાર્થિ—પરમેશ્વરના પ્રત્યક્ષ ગુણોનુ જે વર્ણન હુ હાલ કરૂં છું તે સાંભળશો. સકળ સૃષ્ટિ પર ધ્યાન લગાડવાથી માલમ પડે છે કે, પરમેશ્વર અનાદિ અનત, નિરાકાર, અમિત્ય, અનહદ, સર્વજ્ઞ, સર્વસમર્થ અને પરમ કૃપાળુ છે તેણે બહુવિધ જગત, દશ્ય ને અદશ્ય, સ્થિર ને અસ્થિર સર્વ ઉત્પન્ન કીધુ છે. તેજ તેનુ સદા પાલનપોષણ કર્તા છે, ને પોતાની બનાવેલી પ્રજા પર તે ધર્મરાજ્ય કરે છે. પડિતજી, તે પોતાની પ્રજાનાં કામોને જોઇ, તે કેવળ તેનો સ્વામિ છે એટલુજ નહિ પણ ક્રોધ, દ્વેષ રહિત રહીને ભલાં ભુડાં કામો કરનાર પર સામાન્ય દૃષ્ટિએ નથી જોતો, પણ પાપપુણ્યનો વિચાર કરીને નિષ્પક્ષપાતથી તેમને તે યોગ્ય બદલો આપે છે. એથી એમ સાફ જણાય છે કે, તે સદાચારીઓ પર પ્રસન્ન ને દુરાચારીઓ પર અપ્રસન્ન છે. માણસનાં કરેલાં કૃત્યનો ન્યાય કરીને આ જગતમાં પણ તે તેમને કાંઇ બદલો આપે છે. પરતુ પરલોકમાં તેનો બરાબર ને સપૂર્ણ બદલો ભરી આપશે. જો કે હજુ સુધી પરમેશ્વર આ લોકના કુકર્મીઓ પર બહુજ ધીરજ રાખે છે, તો પણ પરલોકમાં તેમને યોગ્ય દંડ આપશે. શું આપની સમજમાં પરમેશ્વરના આ ગુણોનું વર્ણન બરાબર ને લાયક છે કે નહિ?

વેદવિદ્વાન—પડિતજી, આપની વાત પર હુ કાઇજ દોષ મુકી શકતો નથી, કેમકે મારી સમજમાં આ વાતો ઠીક લાગે છે. એ માટે આપ આગળ વધીને બતાવશો કે, એ ગુણોના વર્ણન પ્રમાણે ઇશ્વરી સત્યશાસ્ત્રનો કેવો બોધ હોવો જોઇએ?

સત્યાર્થિ—ઇશ્વરી શાસ્ત્રનુ આ એક પ્રસિદ્ધ લક્ષણ છે કે, એમાં એવા એવા ગુણ જોવામાં આવે કે, તેથી એમ સાફ જોવા જાણવામાં આવે કે તે ઇશ્વરીજ પ્રત્યક્ષ ગુણો છે. કેમકે તમામ જાતના લોકો પોતપોતાના સ્વાભાવિક ગુણો પ્રમાણે કામો કરે, એટલે પોતાના સ્વભાવને વિરૂદ્ધ કોઇ કાંઇ કરતું નથી. એજ રીતે જ્યારે કોઇ કાર્ય કર્તાનુ કામ માલમ પડે તો તેથી તેના ગુણો પણ સમજી શકાય છે. હવે જ્યારે કાર્ય કર્તાના ગુણ જાણ્યામાં આવ્યા, તો તેથી

એમ અનુમાન થઇ શકે છે કે, અમુક કાર્ય તેનાથી થઇ શક્યુ કે નહિ, અથવા એવુ કાર્ય તે કરે કે નહિ એ સહેજ સમજવામાં આવી શકે પણ આ ગુણુ લક્ષણની ભેદભરી વાત સર્વ જણોથી બરાબર સમજી શકાય માટે હું એક દુનિયાઇ દ્દષ્ટાંત આપુ છુ.

પ્રાચીન કાળમાં મદધ દેશને એક રાજા હતો, જેનું નામ સત્યસિંહ હતુ. તે બહુજ દયાવાન, ધર્મી, ન્યાયી, વિવેકી ને વિશ્વાસુ હતો, ને પોતાની પ્રજા પર બહુ પ્રેમ રાખી તેનુ સરક્ષણ કરતો હતો. તેનો વડો ( પાટવી ) કુવર રૂપસિંહ નામે હતો. તેના પિતાજીએ પહેલાં તેને પોતાની પાસે રાખીને કાંઇ કેળવણી આપી. પછી વધારે ગ્નાની થવા માટે તેને કાશીમાં મોકલ્યો, પણ ત્યાં કોઇ ખોટી સોબતમા પડીને બગડી ન જાય માટે પિતાજીએ ઘણી વાતોનો બોધ કીધો. પછી રૂપસિહ ઘર મુકીને કાશીમાં પહોંચ્યો, ને ત્યા એક મોટા પડિતની પાસે શિખવા લાગ્યો, ને વિદ્યા મેળવવામાં તત્પર રહ્યો. કેટલાક દિવસો પછી કેટલાક દુષ્ટ દુર્જનો કે જે સત્યસિહના શત્રુ હતા તેમણે તેના ધન તથા માન મોટાઇની અદેખાઇ આણીને તેને દુઃખ દેવા ચાહ્યુ. એ ભુંડા લોકો એટલુ તો નક્કી જાણુતા હતા કે, તે તેના પુત્ર પર બહુજ પ્યાર કરે છે માટે તેને બગાડવા તરકટ રચ્યુ; એટલે સત્યસિંહની મ્હોરછાપ જેવો એક સિક્કો બનાવ્યો ને તેના પુત્ર પર એ બનાવટી મ્હોર છાપીને એક પત્ર લખી મોકલ્યો. એ કાગળમાં તેમણે માયામહોબતની બહુ બહુ વાતો લખી, ને માહે કેટલીક ખોટી ખોટી પણુ લખી, ને રૂપસિહને ભુડાઇ તરફ ઉશ્કેર્યો. તેથી તે પ્યારો પુત્ર જુવાનીમાં કામવાસનાદિક શારીરિક ઇચ્છાઓને રોકે નહિ; એવી એવી અનેક મિથ્યા ને ભુડી વાતો તે પત્રમાં લખી હતી. જ્યારે તે જુવાન વિદ્યા સપાદન કરવામાં મચેલો હતો તેવા અરસામાં કોઇ કાસદની સાથે તે પત્ર કાશી મોકલી દીધો. પહેલાં તો રૂપસિંહે તે દુષ્ટોના કાસદની કપટી વાતોથી ભૂલ ખાધી, ને બધુ ખરૂંજ માની એવુ જાણ્યુ કે, આ પત્ર મારા પિતાજીની પાસેથીજ આવેલો છે, તેથી તે બહુજ આનદિત થયો. પરતુ જ્યારે તેણે તે કાગળ ધ્યાન ને વિચાર-પૂર્વક વાંચ્યો, ને તેનુ તાત્પર્ય જેયુ, ને પોતાના પિતાનો સ્વભાવ તે કાગળ સાથે સરખાવ્યો ત્યારે તેના મનમાં સદેહ પડ્યો કે મારો ભલો ને શુદ્ધ મનનો, ગ્નાની ને દયાળુ પિતાજી ખરી રીતે મારૂ ભલુ ઇચ્છે છે; વળી મને વિદાય કરતી વખતે તેણે સાફ નિષેધ કર્યો કે "હે મારા વ્હાલા પુત્ર, મારા માનને ખાતર, ને તારા કલ્યાણને અર્થે વેશ્યાઓની તથા ભુંડી સોબતથી સદા દૂરજ રહેજે." મારો પિતા એવો ગુણવાન ને ધર્માત્મા થઇને મારી ચાલ બગાડવાને વાસ્તે એવી ખોટી સલાહનો કાગળ કદિ પણ લખેજ નહિ. મને નક્કી માલમ છે કે, મારા પિતાજી આવો ખરાબ કાગળ કદી લખેજ નહિ. ખચિત કોઇ મારા, ને મારા પિતાજીના શત્રુએ આ કામ કીધુ છે. એમ વિચારીને તે જુવાને પેલા દુષ્ટોના કાસદને પુછ્યું,

"મને કહે આ પત્ર તને કોણે આપ્યો?" કાસદે કહ્યું, "મને તમારા પિતાજીએ પોતે દરબારમાં બોલાવી હાથોહાથ આપ્યો છે." પછી તે કાસદ પર તાકી જોઇને રૂપસિંહને યાદ આવ્યું કે તેના પિતાના શત્રુઓનો તે નોકર હતો, ને તેમની સાથે તેણે એકવાર તેને જોયો પણ હતો. તેથી તે સમજ્યો કે, આ કાગળ કેવળ બનાવટી છે, મારા પિતાશ્રીનો નથી. ત્યાર પછી થોડા દહાડા થયા કે એના પિતાજી સત્યસિંહે એક પ્રેમી શુભ પત્ર પોતાના સારા જુના સેવકની હસ્તકે મોકલ્યો. જ્યારે રૂપસિંહે આ પત્ર વાંચ્યો ત્યારે તે પોતાના પિતાજીનોજ છે એવું તરતજ જાણ્યું ને પત્ર લાવનાર વિશ્વાસુ સેવકની તેણે સારી આસનાવાસના કીધી, ને પિતાશ્રીના પત્રથી મોટો લાભ પામ્યો.

એવી રીતે રૂપસિંહને બે પ્રમાણોથી ખાતરી થઇ કે, આ પત્ર મારા પિતાજીનોજ છે. એક તો એ કે તે કાસદને ઓળખ્યો, કે આ તો મારો જાણીતો ને મારા પિતાશ્રીનો વિશ્વાસુ સેવક છે. પત્ર શિવાય તેણે ઘર કુટુંબ, ને દરબારશ્રીના બીજા ઘણા શુભસમાચાર કહ્યા. નવી જુની વાતો જણાવી એ પહેલુ પ્રમાણ.

બીજું પ્રમાણ કે આ પત્રની મતલબ પોતાના પિતાજીના પવિત્ર સ્વભાવ, ને ગુણ લક્ષણને અનુકૂળ હતી. પેલા બનાવટી કાગળથી તદન ઉલટી વાત તરતજ જણાઇ આવી. એટલે આ કાગળમાં પાપી સ્વભાવ, ને ભુંડાં કર્મોનો પુરો નિષેધ કરેલો હતો. એથી રૂપસિંહની પુરી ખાતરી થઇ કે, આ કાગળ નક્કી મારા પિતાજીનોજ છે એમાં કશો શક નથી.

વેદવિદ્વાન—આપે તો એક બહુજ ઉમદા દૃષ્ટાંત કહ્યું છે. હવે ઇશ્વરી શાસ્ત્રની પરીક્ષા કરવા એને કેવી રીતે કામે લગાડશો?

સત્યાર્થિ—પંડિતજી, જેવી રીતે રૂપસિંહે પેલા દુષ્ટોના કાસદની પરીક્ષા કરી જોઇ કે આ મારા પિતાશ્રીનો ચાકરજ નથી. કાગળ તપાસતાં પણ માલમ પડયુ કે, આ કાગળ મારા પિતાજીનો નથી, તેની બિના તે મારા પિતાશ્રીના સદ્દગુણને વિરૂદ્ધ છે. એવી રીતે આપણે શાસ્ત્રના કર્તાઓની તથા શાસ્ત્રોની પણ પરીક્ષા કરી શકીએ છીએ. શાસ્ત્રોના કર્તા કોણ, ને કેવા હતા, ને કયાં પ્રમાણોથી તેઓ સાબિત કરે છે, કે જેથી તેઓ ઇશ્વરના ખરા કાસદ ઠરી શકે? એ વાતોનો ખુલાસો થોડો ઘણો હું પાછળના સંવાદોમાં કરી ગયો છું. એ વાતોથી એવું નક્કી થઇ ચુક્યું છે કે, વેદાદિશાસ્ત્રોના કર્તાઓના કાંઇ ખરાં પ્રમાણ ને સત્યતા મળી શકતી નથી, પણ એટલુંજ એમના વિષે અનુમાન થઇ શકે છે કે, કેવળ તેમની અપૂર્ણ બુદ્ધિમાત્રથી તેમણે કલ્પિત શાસ્ત્ર બનાવ્યાં, એમાં અશુદ્ધાત્માની સહિ સમ્મતિ ને છાપ હતી; એટલે માનવની દુષ્ટ ભાવના મુજબ લખાવ્યું. પણ ઇશ્વરના ગુણ વિરૂદ્ધ કાગળ લઇ જનાર કાસદ જેવા આ

ગ્રંથકર્તાઓ હતા, કેમકે ઇશ્વરી કાસદના જેવાં લક્ષણ તેમનામાં મળતાંજ નથી. વળી જે રીતે રૂપસિંહે આ બે પત્રનો મુકાબલો કરી જોયો, અને પરીક્ષા કર્યા પછી ખાતરી થઇ કે, એ પત્ર મારા પિતાશ્રીનો નથી, પણ આ છેલ્લો મારા પિતાશ્રીનોજ છે, એવી રીતે આપણને પણ ઉચિત છે કે શાસ્ત્રના તાત્પર્યની પરીક્ષા કરવી જોઇએ, કેમકે સાચુ શાસ્ત્ર તે એક પત્ર સમાન છે, જે આપણા આકાશવાશી બાપે આપણી પાસે મોકલ્યું છે. પ્રથમ તે જુવાને તે પત્રના વિષયમાં પુરી તપાસ કરી ને પિતાજીના પવિત્ર ગુણની સાથે સરખાવી જોયુ કે, આ કોઇ દુષ્ટ મનના માણુસની વાત છે, તેથી તે મારા બાપનો કાગળ નથી, મારા પિતાજી તો કદી આવું લખેજ નહિ. હવે એવી રીતે વેદાદિ શાસ્ત્રોના ભાવાર્થ, ને બોધને તપાસી જોઇએ તો તે ઇશ્વરના પ્રત્યક્ષ ગુણોને અનુકૂળ છે કે નહિ તે તરત જણાશે. આ વખતે તો લાંબા વિસ્તારથી વાત નહિ થઇ શકે, પણ બેએક મોટી વાતોનો વિચાર કરીશુ —

૧. પ્રથમ આપ એ તો નક્કી માનો છોજ કે, ઇશ્વર દયાળુ છે; એની દયા ને કૃપાનાં કામો આખી સૃષ્ટિમાં માલમ પડે છે, કેમકે તે બધા જીવજંતુઓનુ પાલણપોષણ હમેશાં કરે છે. અગર જો તેનાં કૃત્યો પર ધ્યાન લગાડવાથી એ વાતની પુરી ખાતરી ન થઇ શકે તો સત્ય બુદ્ધિથી પણ ખાતરીબધ જાણી શકીએ છીએ કે ખચિત તે પ્રેમનો સાગર છે, કેમકે પરમેશ્વર જે છે તે જરૂર નિર્દોષ છે. પણ જેના સ્વભાવમાં દયા, પ્રેમ નથી તે કેમ કરીને નિર્દોષ કહેવાય? વળી તે બધી મનુષ્ય જાતિઓનો પિતા પણ છે, કેમકે તેના પરાક્રમથીજ આપણ સર્વે પેદા થયા છીએ, ને તેની દયા સર્વ મનુષ્ય માત્ર પર છે. હવે સમસ્ત મનુષ્યજાતનો તે દયાળુ ને પ્રેમી પિતા છે તો નક્કી તેની ઇચ્છા એજ છે કે બધા માણસો માહોમાહે ખરો પ્રેમ રાખે. એવો કયો પિતા હોય કે જે પોતાનાં છોકરામાં દ્વેષ, વિરૂદ્ધતા ને ઝઘડા ઘાલે?

વેદવિદ્વાન—આપનું કહેવુ ખરૂ છે. ખચિત બધાં માણસોએ માહોમાંહે સલાહસપ ને પ્રેમભાવ રાખવોજ જોઇએ.

સત્યાર્થિ—પડિતજી, એ પ્રમાણે વાત છે, તેથી હું આપને પુછુ છું કે જે શાસ્ત્રમાં ઘણી વર્ણાવર્ણની વાત લખેલી છે તેને પ્રેમી પિતાજીનુ શાસ્ત્ર કેમ કરીને કહી શકીએ? અથવા તે શાસ્ત્ર કે જેમાં માણસ એકજ જાતિનુ છતાં તેને બીજા લોકોથી જુદુ પાડે છે ને એક બીજાને અશુદ્ધ ને ભ્રષ્ટ ઠરાવે છે, અને બીજા જોડે પ્રેમનો વહેવાર રાખવો બધ કરે છે, એવુ શાસ્ત્ર તે પ્રેમી ને દયાવાન પિતાનુ કેમ કહી શકાય? હું તો એ નક્કી જાણું છું કે, પાપી માણુસો માહોમાંહે દ્વેષ તથા વેર રાખે છે ને જૂદાં જૂદાં કારણોને લીધે, જેમકે ભિન્ન ભિન્ન ભાષાને કારણે, અથવા જૂદા જૂદા દેશો તથા રીત રિવાજોને કારણે અરસપરસ દ્વેષ ને વેરભાવ રાખે છે એ અજ્ઞાનતા ને કેવળ મૂર્ખતાજ છે;

કાંઇ ઇશ્વરની મરજી મુજબ નથી. એમજ આ દેશની બહુ જ્ઞાતિઓ માહોમાંહે એકબીજાનો દ્વેષ કે ઇર્ષા કરે તો તે કેવળ મિથ્યા અભિમાનથીજ છે, કાંઇ ઇશ્વરેચ્છા નથી. અને જે શાસ્ત્રમાં એવી વાતો ને આજ્ઞાઓ લખેલી છે તે ખરા ઇશ્વરનું શાસ્ત્ર કહેવાય નહિ. કેમકે એવી આજ્ઞાઓ તેના ગુણોને તદ્દન વિરૂદ્ધ છે.

વેદવિદ્વાન—આપે આગળ એક વાર બહુ વર્ણોની વાત ચલાવતાં કહ્યું હતું કે, ઘણી જાતોની વાત કાંઇ સ્વાભાવિક કે પ્રકૃતિ મુજબ નથી, કેવળ માણસોની બનાવટ છે. હવે આપ કહો છો કે તે ઇશ્વરેચ્છા વિરૂદ્ધ છે. તેથી હાલ મને એવું માલમ પડે છે કે, જ્ઞાતોથી કશો લાભ થતોજ નથી.

સત્યાર્થિ—પંડિતજી, મારી સમજમાં તો લાભને બદલે એથી અનેક પ્રકારની હાનિ થાય છે, એનું વિશેષ કારણુ નાતજાત છે જેથી આ વખતના હિન્દુઓ પૂર્વેના કરતાં ઘણા નબળા, અજ્ઞાની અને અવિદ્ય થઇ ગયા છે. અગર જો એથી સંસારિક કાંઇ ફાયદો નિકળતો હોય, અથવા તે મૂળ નિરભિમાનથી સ્થાપન કરેલી હોય તો પણુ પ્રેમી ઇશ્વરની આજ્ઞાથી જ્ઞાતિબંધન વિરૂદ્ધ છે. અને એ વાતની સાબિતી એ છે કે, ઇશ્વરી શાસ્ત્રમાં સાફ કહ્યું છે કે, "દેવે સર્વ માણુસને પૃથ્વીની પીઠ પર રહેવા સારૂ એકજ લોહીથી પેદા કીધાં." હવે આપણે એ વાતને છોડી દઇને એક બીજી વાતનો વિચાર કરીએ.

પરમેશ્વર એકજ છે. તેના વગર કોઇ બીજો દેવ નથી ને હોઇ શકતો પણુ નથી. એ કારણુથી તે એકલોજ ભજનને લાયક છે. કેમકે તે પોતાની પ્રભુતાને લીધે માન, મહિમા ને ગૌરવને યોગ્ય છે, ને જો બીજો દેવ નથી તો તે ભજનને લાયક પણુ નથી. તો હવે હુ આપને કહું છું કે, જે શાસ્ત્રમાં અનેક અગણિત દેવોનું ભજન કરવાને, તથા મૂર્તિઓ કરી તેની પૂજા કરવાને આજ્ઞા મળે છે તો એ શાસ્ત્ર એક ખરા તથા જીવવત પરમેશ્વરનુ કેમ કહેવાય? જો પરમેશ્વર એવી આજ્ઞા કરે તો તે પોતાને ઠેકાણે બીજાને દેવ ઠરાવે છે; પરતુ હું કહી ગયો છું કે, વેદાદિ શાસ્ત્રોમાં અનેક દેવોનું ભજન કરવાની આજ્ઞા છે. એટલે પૃથ્વીના તત્વો, પ્રકૃતિની શક્તિ, જડ પદાર્થોનો પરાક્રમ, માણુસો, જીવ-જંતુઓ, વનસ્પતિ, ધાતુ, ઢોરઢાંક, એવાં એવાંની પૂજાનું વર્ણન વેદશાસ્ત્રમાં આવે છે, ને તેઓનું ભજન કરવુ યોગ્ય, ને ઉચિત છે એવું બતાવે છે. એવી વાતોનો વિચાર કરવાથી મને નિશ્ચય જણાય છે કે, એવું શાસ્ત્ર તે પરમેશ્વરનું આપેલું શાસ્ત્ર છે એવું કદી કહેવાયજ નહિ. કેમકે એવી વાતો તો તે પરમેશ્વરના મહાન ગુણોને લાન્છન લગાડનારી છે.

વેદવિદ્વાન—શું તમે સમજતા નથી કે, મૂર્તિઓ વિગેરે પદાર્થોની પૂજા કરવાની શી મતલબ છે? એ મતલબ છે કે, તેના આશ્રાથી પૂજનિકોનું મન ઇશ્વર પર સ્થિર રહે છે, ને એની ભક્તિ કરતાં ઇશ્વરનીજ ભક્તિ કરે છે.

વળી આ મહાત્માઓની ભક્તિ કરવી એ કારણથી ઉચિત છે કે, ઇશ્વરનો અવતાર તેથી તે પોતેજ પ્રભુ છે તેની ભક્તિ થાય છે. જ્યારે ભાવપૂર્વક એવા અવતારી પુરૂષોની ભક્તિ કરાય છે ત્યારે પરમેશ્વરનીજ ભક્તિ થાય છે, એમ સમજીને મૂર્તિ, પ્રાણીઓ, વનસ્પતિ તથા મહાત્માઓની ભક્તિ સ્થાપન કરેલી છે, એ વિષે હવે આપ શું કહો છો?

સત્યાર્થિ—આપ જે મૂર્તિ વિગેરે પદાર્થોનું કથન કરો છો તેનો જવાબ એ છે કે, સાધારણ લોકો તેઓનેજ ખરેખર ને આબેહુબ ઇશ્વર માની ભજે છે. અને હિન્દુશાસ્ત્રમાં પણ કહ્યું છે કે, જ્યારે બ્રાહ્મણ મંત્ર ભણીને એવી મૂર્તિઓનું સ્થાપન કરે છે ત્યારે તે ઇશ્વરજ થઇ જાય છે; અગર જો એવી વાત શાસ્ત્રમાં લખેલી નહિ હોય તો પણ આખરે એજ પરિણામ થાય છે. મનમાં ઇશ્વરી જ્ઞાન થવાને બદલે ઉલટું પ્રકાશને બદલે અંધકારરૂપ થઇ જાય છે. નક્કી પૂજારીઓ એજ સમજી બેઠા છે કે, મૂર્તિ એજ પડે ઇશ્વર સમાન ને પોતે ઇશ્વરજ છે. વળી જગતના ઇતિહાસ ઉપરથી સિદ્ધ થાય છે કે જ્યાં કાંઇ મૂર્તિઓની પૂજા ચાલી છે ત્યાંના લોકોની હાલત ઉપર વર્ણવ્યા મુજબ થઇ છે. એથી મને નિશ્ચય લાગે છે કે, ઇશ્વરનાં શાસ્ત્રમાં એવી કોઇ પણ આજ્ઞા નહિ હોય કે જે પાળવાથી એવુ પરિણામ થાય; ને સિદ્ધ થાય છે કે મૂર્તિપૂજા ઇશ્વરના ખરા ગુણોથી વિરૂદ્ધજ છે.

વળી ઇશ્વરી અવતારની બાબતમાં આપ કહો છો તે ઠીક છે. હું એ વાત માની લઉં છું. અગર જો તે ખરેખર ઇશ્વરનો અવતાર હોયજ તો તેનું ભજન કરવું કાંઇ અનુચિત નથી. કેમકે ઇશ્વરી અવતારનુ ભજન કરવું તે ઇશ્વરનુજ ભજન કરવું છે. પરંતુ તેના વૃત્તાંત પર બરાબર ધ્યાન આપવુ, ને તપાસ કરવી જોઇએ કેમકે હિન્દુ શાસ્ત્રમાં જે અવતારોની વાતો આવે છે તેમના વિષે એવી એવી વાતો આવે છે કે, જે ઇશ્વરના પ્રત્યક્ષ સુગુણોને અતિ વિરૂદ્ધ છે, તો એ એના અવતારો કેમ કહેવાય? વળી જે શાસ્ત્રમાં એવી વાતો લખેલી હોય તે શાસ્ત્ર ઇશ્વરદત્ત પણ કેમ કહેવાય? પ્રથમ તો આપજ બ્રહ્માના ચરિત્ર વિષે જે ભાગવતપુરાણના ૩ જા સ્કંધના ૧૨ મા અધ્યાયમાં લખેલું છે તે સભારો.

वाचं दुहितरं तन्वी स्वयम्भूर्हरतीं मनः।
अकामा चकमे क्षत: सकाम इति नः श्रुतम्॥ २८॥
तमधर्म्मे कृतमातिं विलोक्य पितरं सुताः।
मरीचिमुख्या मुनयो विस्त्रम्भात् प्रत्यबोधयन्॥ २९॥
नैतत् पूर्वैः कृतं त्वद्ये न करिष्यन्ति चापरे।
यस्त्वं दुहितरं गच्छेरनिगृह्यागजं प्रभुः॥ ३०॥

तेजीयसामपि ह्येतन्नसुश्लोक्यं जगं गुरो ।
यद्वृत्तमनुतिष्ठन् वै लोकः क्षेमाय कल्पते ॥ ३१ ॥
तस्मै नमोभगवते य इदं स्वेन रोचिषा ।
आत्मस्थं व्यञ्जयामास स धर्म्मं पातु मर्हति ॥ ३२ ॥
स इत्थं गृणतः पुत्रान् पुरोदृष्ट्वा प्रजापतीन् ।
प्रजापातिपातिस्तन्वम् तत्याज व्रीडितस्तदा ॥ ३३ ॥

એટલે, હે મૈત્રેય, અમે એવું સાંભળ્યુ છે કે, પોતાની કૃશાંગી અને મનહર કન્યા સરસ્વતીને જો કે કામની વાસના ન હતી તો પણ બ્રહ્માએ કામને આધીન થઇ તેના પર કુદૃષ્ટિ કરી, ત્યારે મરીચિ વિગેરે તેના પુત્રો પોતાના પિતાને અધર્મનું કૃત્ય કરવાનું મન થયલું જોઇ સવિનય સમજાવવા લાગ્યા કે, "અગાઉ કોઇ પણ લોકોએ એવુ દુષ્ટ કામ કર્યું નથી ને હવે પછી કોઇ કરશે પણ નહિ. જો કે તારામાં તારી ભુડી ભાવના પર અંકુશ રાખવાની શક્તિ છે, તો પણ તું કામના આવેશમાં આવી તે દુષ્ટ કામ કરવા તૈયાર થયો છે. હે જગતગુરૂ, તેજસ્વી પુરૂષો, કે જેમના નમુના પ્રમાણે ચાલવાથી લોકોનુ કલ્યાણ થાય છે, તેઓને એવુ કામ શોભેજ નહિ. ઇશ્વર જે આ જગતને પ્રકાશ આપે છે ને ધર્મનું રક્ષણ કરે છે તેને હુ નમુ છું." બ્રહ્મા કે જે લોકોના સ્વામીઓનો પણ સ્વામી છે તે પોતાના પુત્રોને પોતાની સામે એવું બોલતાં જોઇને શરમાયો, ને દેહ ત્યાગ કીધો.

એજ પ્રજાપતિ કે જેણે એ અપવિત્ર કામ કીધુ તે માણસોને ભજવા સારૂ પવિત્ર કેમ ઠરી શકે ?

વેદવિદ્વાન—કેટલાક પંડિતો એવુ કહે છે કે, એ કુકર્મોનો કર્તા બ્રહ્મા પોતે ખરેખરો પરમાત્મા નથી, ને તેથી તે એવા પાપમાં પડયો.

સત્યાર્થિ—પંડિતજી, એજ હું કહુ છું કે એવો કુકર્મિ પરમાત્મા હોયજ નહિ. પણ એ કેવું શાસ્ત્ર હશે કે જેમાં એવી નિર્લજ્જ વાતો લખેલી છે? એવું શાસ્ત્ર તો પરમેશ્વરની પવિત્રતાને કેટલું બધુ વિરૂદ્ધ છે ? વળી બીજી વાત એવી છે કે, ભાગવતપુરાણમાં કૃષ્ણનુ એવું વર્ણન કરેલું છે કે તે પોતે પરમેશ્વર છે, તો પણ તેનામાં પરમાત્મા પરમેશ્વરની વિરૂદ્ધ સેંકડો દુર્ગુણ બતાવેલા છે. કામ, ક્રોધ, છળ, કપટ, ચોરી ઇત્યાદિને તે પુરો આધીન હતો. વિષ્ણુનો અવતાર થઇને તેણે અગણિત અપવિત્ર કર્મો કર્યાં. એવાં કર્મોનો કર્તા કેમ કરીને પવિત્ર પરમાત્માનો અંશ કે અવતાર હોય ? અને એ શાસ્ત્ર કે જેમાં એવાં કામો તેના સંબધમાં લખેલાં છે તે શાસ્ત્ર પરમાત્માનું કેમ કરીને ઠરે? કોઇ

ભલું ને પ્રમાણિક માણસ હોય તેના એવા અવગુણ વર્ણવીએ તો તેને પણ જરૂર ખોટું લાગે. તો જે પુસ્તક કે કાગળમાં પરમેશ્વર સબંધી ખોટી વાતો લખી હોય તે પુસ્તક તેનું છે એ કેમ કહેવાય? એવા અશુદ્ધ દેવો કે અવતારોની સેવા કરવા વિષે પરમેશ્વરે પોતાના સત્યશાસ્ત્ર (બૈબલ) માં કદી આજ્ઞા આપીજ નથી. જેમ મેં મારા ઉપલા દૃષ્ટાંતમાં કહ્યું કે, રૂપસિંહે તો પેલા ખોટા પત્ર વિષે યોગ્ય વિચાર કર્યો કે આ ખોટી સલાહનો પત્ર તે મારા પવિત્ર પિતાએ મોકલ્યોજ નથી. એવીજ રીતે શાસ્ત્રો વિષે પણ બુદ્ધિવાન અને સારા વિચારવત માણસોએ બરાબર ખાતરી કરવી જોઇએ.

વેદવિદ્વાન—જે દૂષણો આપ કૃષ્ણની બાબતમાં લગાડો છો તેને ભાગવત-પુરાણમાં શુકજીએ તે પ્રથમથીજ દૂર કરી નાખ્યાં છે. જુઓ ભાગવતપુરાણ ૧૦ મા સ્કધના ૩૩ મા અધ્યાયમાં એમ લખ્યુ છે કે,—

रोजावाच ।

संस्थापनाय धर्म्मस्य प्रशमायेतरस्य च ।
अवतीर्णोहि भगवानंशेन जगदीश्वरः ॥
स कथं धर्म्मसेतूना वक्ता कर्त्ताऽभिरक्षिता ।
प्रतीपमाचरद् ब्रह्मन् परदाराभिमर्शनम् ॥
आप्तकामो यदुपतिः कृतवान् वै जुगुप्सितम् ।
किमभिप्राय एतन्नः संशय छिन्धि सुव्रत ॥

श्रीशुक उवाच ।

धर्मव्यतिक्रमोदृष्ट ईश्वराणा च साहस ।
तेजीयसा न दोषय वन्हेः सर्वभुजो यथा ॥
नैतत्समाचरेज्जातु मनसापि ह्यनीश्वरः ।
विनश्यत्याचरन् मौढ्याद् यथाऽरुद्रोजुषन्विषम् ॥
ईश्वराणा वचः सत्यं तथैवाचरित क्वचित् ।
तेषा यत् स्ववचो युक्त बुद्धिमाम्तत्समाचरेत् ॥
कुशलाचरितेनैषामिह चार्थो न विद्यते ।
विपर्य्ययेण चानर्थो निरहंकारिणा प्रभो ॥
किमुताखिलसत्वाना तिर्यङ्मर्त्यादिवौकसाम् ।
ईशितुश्चेशितव्याना कुशलाकुशलान्वयः ॥

અર્થ—આ તો રાજા પરિક્ષીતનું વચન કહેલું છે કે, જગતના સ્વામી ભગવાને ધર્મની સારી રીતે સ્થાપના કરવા, અને અધર્મનો પુરી રીતે નાશ કરવા વિષ્ણુના એક અંશનો અવતાર થાય છે, એવા જે બ્રાહ્મણ (દ્વિજ) તે ધર્મનો પુલ બાંધનાર ને ધર્મનુ રક્ષણ કરનાર છે, તેણે તે કેમ કરીને પરસ્ત્રીસંગ કર્યો? જાદવ કુળનો સ્વામી કે જેની ઇચ્છા સદા પરિપૂર્ણ હતી તેણે આવાં નિંદિત કર્મો કર્યાં એનો શો ખુલાશો હશે? ઓ મહાગુણીજન શુકજી, તમે આ મારો વહેમ મટાડશો.

શુકજીનું વચન.

જે સામર્થ્યવાનો ધર્મની વિરૂદ્ધ ચાલતાં જોવામાં આવેલા છે, તેઓ પરાક્રમી ને તેજસ્વી હોવાથી તેઓને કાંઇ દોષ લાગતો નથી, જેમ અગ્નિ સઘળી જાતની વસ્તુઓ બાળી નાખે છે તેમ. જેઓમાં સામર્થ્ય નથી તે મનથી પણ કદી એવુ કામ ન કરે; જો કદાપિ કોઇ મૂર્ખાઇથી કરે તો તે નાશ પામેજ પામે. જેમકે, રૂદ્ર (મહાદેવ) વિના કોઇ ઝેરી વસ્તુ પીએ તો તે મરેજ મરે. દેવતાઓનાં વચનો સત્ય છે, ને તેમનો આચાર પણ કોઇ વાર સત્ય હોય છે; પણ તેઓનાં જે કામો તેમના સત્ય વચનને અનુકુળ હોય તેઓનેજ બુદ્ધિવાન માણસોએ કરવાં જોઇએ. કેમકે એઓને આ સંસારમાં સારાં કામ કરવાથી કાંઇ લાભ નથી, ને ભુંડાં કરવાથી કાંઇ ખોટ નથી. જો સામર્થ્યવાનોની વાત એવી છે તો જે સર્વ પ્રાણી માત્રનો ને વિશેષ માણસોનો તથા દેવતાઓનો ધણી છે તે કેમ કરીને ભલાં ભુંડાં કામોની સાથે જોડાય?

સત્યાર્થિ—પંડિતજી, રાજા પરિક્ષીતનો સંદેહ શુકજીના આ વચનોથી દૂર થઇ શકતો નથી, કેમકે ભગવદ્ ગીતામાં કૃષ્ણે પોતે શુકજીનાં પ્રમાણોને રદ કર્યાં છે. એવુ ગીતાના ૩ જા અધ્યાયના ૨૦મા શ્લોકમાં છે. જુઓ—

कर्मणैव हि संसिद्धिमास्थिता जनकादयः ।
लोकसंग्रहमेवापि संपश्यन् कर्त्तुमर्हसि ॥ २० ॥
यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरोजनः ।
स यत्प्रमाण कुरुते लोकस्तदनुवर्त्तते ॥ २१॥
न मे पार्थास्ति कर्त्तव्य त्रिषु लोकेषु किञ्चन ।
नानवाप्तमवाप्तव्यं वर्त्त एव च कर्मणि ॥ २२ ॥
यदिह्यहं न वर्त्तेय जातु कर्मण्यतन्द्रितः ।
ममवर्त्मानुवर्त्तन्ते मनुष्याः पार्थ सर्वशः ॥ २३ ॥
उत्सीदेयुरिमे लोका न कुर्यां कर्म चेदहं ।
सकरस्य च कर्त्ता स्यामुपहन्यामिमाः प्रजाः ॥ २४ ॥

सक्ताः कर्मण्यविद्वांसो यथा कुर्वन्ति भारत।
कुर्याद्विद्वांस्तथाऽसक्तश्चिकीर्षुर्लोकसंग्रहम्॥ इति.॥

અર્થ—"જનકાદિ જનો કર્મો કરીને મોક્ષે પહોંચી ગયા. તમને પણ ઘટાર્થ છે કે, લોકોના ભલાંને અર્થે તમે કર્મ (શુભ કામ) કરો. કેમકે મોટા લોકો જે જે કામો કરે છે તે જોઇને સાધારણ લોકો પણ તેમના જેવા કર્મો કરે છે. ને તેઓ જે વાતોનું ખરૂં પ્રમાણ માને છે તેજ પ્રમાણે બીજા લોકો પણ માની ચાલે છે. હે અર્જુન, મારે તો ત્રણ લોકમાં કાંઇ કરવાનુ નથી, તેમ કાંઇ પામવાનું પણ નથી; તોપણ કર્મો કરતો રહું છુ. કેમકે આળસ મુકીને કર્મો કરતો ન રહું તો, હે અર્જુન, બધા લોક મારા પથ (ધર્મ) પ્રમાણે ચાલે, ને જો હું કર્મો કરતો ન રહું, તો જગત નષ્ટ થઇ જાય. વળી જ્ઞાતિઓ ભેળસેળ થાય ને મારી પ્રજાનો નાશ કરનાર થાઉં. હે અર્જુન, જેમ અજ્ઞાની લોકો કર્મનુ ફળ ઇચ્છીને કર્મો કરે છે તેમજ જ્ઞાની કર્મનુ ફળ ઇચ્છયા વિના પણ કર્મો કરે. એવી ઇચ્છાથી કરે, કે જેથી તેમનો બીજા લોકો ઉપર ઉપકાર થાય."

વળી મેં બ્રહ્માનું વૃત્તાંત દેખાડતાં ભાગવત પુરાણના એ શ્લોક બતાવ્યો હતો કે તેના (બ્રહ્માના) પુત્રો મરીચિ—ઇ૦ પ્રજાપતિ પર દોષ મુકે છે. હવે જો તેજોમય બ્રહ્મા કામથી મોહિત થઇ અપરાધી ઠરે છે ને પોતાના પુત્રો તરફથી ઠપકો પામે છે, તો કૃષ્ણ કોણ છે, કે તે કુકર્મો કરીને નિર્દોષ ઠરી શકે? રઘુવંશના લખનાર કાળીદાસે જે કહ્યું છે તે પર બુદ્ધિવાનોએ બરાબર લક્ષ દેવુ જોઇએ. જુઓ રઘુવંશ ૩ જો સર્ગ ને ૪૩ મો શ્લોક—

पथः शुचेर्दर्शयितार ईश्वरा मलीमसामाददते न पद्धतिम्॥

એટલે પવિત્ર માર્ગ દેખાડનાર સામર્થ્યવાન લોક ભુડાઇના કીચડમાં ચાલતા નથી. એ કહેવુ સાચુ ને બરાબર છે. કેમકે બધા જાણે છે કે, જો કોઇ બોધકની ચાલચલણ તેના કહ્યા મુજબ ન હોય, તો તેનો બોધ બીજાને અસરકર્તા ને લાભકારી થશેજ નહિ. ગુરૂ પોતાના ચેલાઓને બહુ સારી રીતે શિખવે કે વ્યભિચાર ન કરવો, પણ જો ગુરૂ પોતેજ તે કામ કરતો હોય તો શું ચેલો તેનો બોધ માન્ય કરશે?

વેદવિદ્વાન—પંડિતજી, માણસની બુદ્ધિ તો બહુજ થોડી છે, તેથી તે પરમેશ્વરની અપાર મોટી બુદ્ધિના વિચારો, ને કામોનાં કારણો શું સમજી શકે? જુઓ કોઇ વાર સંસારિક રાજકાજમાં પણ મહા મંત્રી, પ્રધાનો એવો ઉપાય કરે કે, તે સાધારણ લોકોના સમજવામા પણ ના આવે. તો ઇશ્વર જે ત્રિભૂવનનો નાથ છે, તેની બુદ્ધિ માણસ જે થોડાજ કાળનુ છે તે શું સમજી શકે? જેમ

બાપ ને માનાં કામો, વિચારો, ને ઠરાવો નાનુ બાળક સમજી શકતુ નથી, તેમ પરમેશ્વરનાં કામ, વિચારો ને ઠરાવો તે માણુસ શુ જાણી શકે ?

સત્યાર્થિ—તમારૂ કહેવું ઠીક છે, તે હું પણ માની લઉં છું. ઇશ્વરી રાજ્યની કેટલીક વાતો એવી છે કે જે આપણે બરાબર સમજી શકતા નથી. જેમકે, સારાં કામો કરનારને દુઃખ, ને ભુંડાં કૃત્યો કરનારને આ દુનિયામાં સુખ. એ વાત પર વિચાર કરવાથી કોઇ કોઇ વાર મન સ્તબ્ધ થઇ ગભરાઇ જાય છે કે અરે, આ શુ ? જો પરમેશ્વર ખરેખર ધર્મ રાજા છે તો કર્મનો કેમ યથાન્યાય અહી બદલો આપતો નથી ? સારા માણુસો આ દુનિયાઇ જીવનમાં કેમ આનંદ નથી પામતા, ને દુરાચારીઓ કેમ દંડ નથી ભોગવતા ? એવા એવા સદેહ આપણા મનમાં આવે છે. પણ જ્ઞાની ને ધ્યાની પુરૂષો એનો એવો જવાબ આપે છે કે, આ જીવન તો પરીક્ષાનો વખત છે, ને આ સંસાર પરીક્ષાનું સ્થળ છે. પરીક્ષાને માટેજ દુઃખ ને સુખ, ધર્મી ને અધર્મીને આપવામાં આવે છે. જ્યારે પરીક્ષા પુરી થઇ રહેશે ત્યારે, એટલે મરણકાળે બેઉને તેનાં કામોનુ યથાર્થ ફળ આપવામાં આવશે એવી રીતે ઇશ્વરનો અદલ ઇનસાફ ને માણુસની અનિયત હાલત એ બેઉ વાતો પર વિચાર કરવાથી એક નક્કી અનુમાન પેદા થાય છે કે, પરલોકમા એ બધી વાતોનો બરાબર તોડ કાઢવામાં આવશે.

પણ આપ જરા વિચાર કરો કે, તમે જે વાત કહો છો તેમાં ને જે વાતોનું વર્ણન મેં ઉપર કરી દેખાડયુ તેમાં બીલકુલ મળતાપણુ નથી. કેમકે અગર જો સુકૃત્ય ને કુકૃત્યના બદલાનો અર્થ પરલોકના વિચારથી ન સમજી શકાય, તો પણ તે એક જુદીજ વાત છે કે, તે આપણાથી સમજી શકાય એમ ધારો, પણ દેવ અને તેના અવતારોનુ ચરિત્ર એવુ નથી કે તે ના સમજાય. કેમકે પરમેશ્વરે માનવજાતને બુદ્ધિનુ દાન આપેલુ છે જેથી તે ભલા ભુંડાનો વિવેક અદલ રીતે કરી શકે છે. સદ્‌બુદ્ધિ વડે માણુસો સુકૃત્યને શ્રેષ્ઠ, ને કુકૃત્યને અધમ જાણી શકે છે. આ સદ્‌વિવેક વડે આપણે પણ જાણી શકીએ છીએ કે ઇશ્વર પોતે પરમ પવિત્ર છે, નહિ તો તે આપણને એવી બુદ્ધિ કેમ કરીને આપે ? વળી એજ બુદ્ધિ વડે આપણે જાણી શકીએ છીએ કે વ્યભિચારાદિ કુકર્મ તે દુષ્ટપણુંજ છે. હવે જો કોઇ માણુસ એવુ કામ કરે તો નક્કી બધા માણુસો તેને ભુડોજ કહેશે, ને એને સજા વગર જવા દેવો એ મોટું અંધેર માનશે. એ કારણથી કોઇ પણ સારા માણુસો એવા ભુડા કામની ભાવના મનમાં પણ આવવા દેતા નથી તો પરમેશ્વરનો અવતાર થઇને એવું કુકર્મ કરે શું ? કેમકે એ વાત પરમેશ્વરના પ્રત્યક્ષ ગુણોને લાંછન લગાડનારી ને વિરૂદ્ધ છે. ઓ પડિતજી, આ ભારે બાબત વિષે વાતચિત કરતાં બહુજ નમ્રતાની સાથે બોલવું જોઇએ. પણ આ વચનો બોલતાં મારે બેધડક કહેવુ પડે છે કે, કોઇ એક વ્યભિચારી માણુસને ઇશ્વર કહેવો એ તેની મહા નિંદા કરવા સમાન છે. હા,

અચિત તે મહા અપરાધ કરે છે. જેઓ કહે છે કે, પરમાત્મા પવિત્ર થઇ એવાં કર્મ કરે છે તો તે તેની પવિત્રતાનું અપમાન કરે છે, ને પવિત્રતા વિષે તે કાંઇજ સમજતો નથી. એ કેમ કરીને બનીજ શકે કે, પવિત્ર પરમેશ્વર, કે જે માણસોની શુદ્ધતા, ને મનનુ પવિત્રીકરણ ચાહે છે, તો શું, તે પોતેજ માણસોની આગળ એવાં ભુડાં કામનો નમુનો આપે? એ કારણ માટે પંડિતજી, આપ જે બુદ્ધિવાન, ને સત્યાર્થિ છો તે વિચાર કરો કે, કૃષ્ણને ઇશ્વરનો અવતાર કરી માનવો એ કઇ રીતે સાબિત થાય? ને એ શાસ્ત્ર કે જેમાં તેને ઇશ્વરાવતાર કરી લખ્યો છે, તે શાસ્ત્ર કેમ કરીને ઇશ્વરનુ આપેલુ હોઇ શકે? નિઃસંદેહ તે તો કોઇ પાપી ને અપરાધી કામાતુર માણસોએ પોતાની મનકલ્પનાથી ભુડી ભાવનાએ બનાવેલાં પુસ્તક છે. એવાં ભ્રષ્ટ પુસ્તકોને ઇશ્વરદત્ત શાસ્ત્ર કહેવુ એ પણ મહા પાપ છે.

વેદવિદ્વાન—જેવુ કૃષ્ણનું વૃત્તાંત પુરાણોમાં લખેલું છે તેવુંજ મહાદેવ વિગેરેનું પણ ઘણુ લખેલું મળે છે. પુરાણોના વાંચનારા એ સારી પેઠે જાણે છે. એ માટે હવે તેનુ વધારે વર્ણન કરવાની કશી જરૂર નથી. જો કે, કૃષ્ણના આવા કામોને લીધે શાસ્ત્રોની ઉત્પત્તિ માણસોએ કરેલી જણાઇ આવે છે, એમાં કાંઇ શક નથી. તો શિવાદીનાં પણ એવાજ કર્મા છે. તેથી હિન્દુશાસ્ત્રને ઇશ્વર પ્રેરણાની પુષ્ટિ મળવાની નથી, કેમકે અવતારોના ભુડા કૃત્યથી પણ એજ પરિણામ આવશે.

સત્યાર્થિ—પંડિતજી, ખરૂં તો એ છે કે, પુરાણોના કર્તાઓ કે જેમણે એવાં કુકર્મ પરમેશ્વર પર લગાડ્યા પણ તેમણે પરમેશ્વરની પવિત્રતાને જાણી નહિ, ને તે વિષે તેઓ બરાબર સમજતા પણ ન હતા. પણ પોતાના પાપિષ્ટ ને ભુડા સ્વભાવ પ્રમાણે પોતાના દુર્ગુણો પરમેશ્વરને લગાડ્યા, અથવા પોતા જેવો તેને ગણ્યો. વળી કોઇ જરા સમર્થ રાજા કે વીર પુરૂષને પરમેશ્વરનો અવતાર ગણીને તેનુ મહત્વ વર્ણવતાં તેના દુર્ગુણો પણ તે સાથે વર્ણવ્યા. અને તેમને પરમેશ્વર અથવા પરમેશ્વરના અવતાર માન્યાથી પવિત્ર પરમેશ્વરનુ અપમાન થયુ. ને એથી સાફ જાણી શકાય છે કે, વેદાદિ શાસ્ત્રોનો બોધ પરમેશ્વરના સત્ય ગુણોને પુરો ઉલટો માલમ પડે છે.

હવે એ બાબત એક વાત રહી ગઇ છે, કે જેના વિષે થોડોક હમણાં વિચાર કરવો જોઇએ. તે એ છે કે, જો પરમેશ્વર કોઇ શાસ્ત્ર ખચિત આપેજ તો નક્કી તેનો એજ મનોર્થ હોવોજ જોઇએ કે, માણસોનાં પાપ કોઇ પણ સદ્‌ગુણ યુક્ત ઉપાય વડે દૂર કરે, ને તેના (માનવના) પાપી સ્વભાવને શુદ્ધ કરે. એટલે માણસના પાપનો નાશ કરીને માણસને તેના પાપથી ને સત્તાથી છોડાવે. હવે હું આપને પુછું છુ કે, આ કઠણ કામ કરવા માટે વેદાદિશાસ્ત્રોમાં કેવો ઉપાય, શી યુક્તિ ઇલાજ વર્ણવેલા છે? જો યજ્ઞાદિ ક્રિયા હવાપાણીની શુદ્ધતા અંચજ

કરતા, તો બીજો કયો ઉપાય છે કે જેથી પાપીનું મન પાવન થઇ શકે, ને પાપ નિવારણ થાય? કોઇ ઠેકાણે એમ પણ લખ્યુ છે કે જો પાપી માણુસ દેવનું નામ માત્ર જપે તો પવિત્ર થઇ શકે છે, એવુ વિષ્ણુધર્મતત્રમાં લખ્યું છે. જેમકે—

चक्रायुधस्य नामानि सदा सर्वत्र कीर्त्तयेत् ।

नाशौचं कीर्त्तने तस्य सपवित्रकरोयथा ॥

हरिर्हराति पापानि दुष्टचित्तैरपि स्मृतः ।

अनिच्छयापि संस्पृष्टोदहत्यपि हि पावकः ॥ इति.

અર્થ—ચક્રાયુદ્ધ એટલે વિષ્ણુનું નામ સદા સર્વત્ર લેતા રહેવું. એવું સ્મરણુ માત્ર કરવાથી કોઇ પણુ પ્રકારની અપવિત્રતા રહેતી નથી. જો કે દુષ્ટ મનથી પણુ તેનું સ્મરણુ કરે જાય તો પણુ હરી પાપોને હરે છે, કેમકે એ તો ખુલ્લુ છે કે વગર ભાવે ને વગર શ્રદ્ધાએ પણુ જો કોઇ અગ્નિને અડકે તો પણુ તે દાઝેજ દાઝે, તેમ.

વાહ વાહ, પડિતજી, શું એવો બોધ ને એવી વાતો ખરા પરમેશ્વરની હોય? પાપ એટલે પરમેશ્વરના હુકમ તોડી તેનો અનાદર કરવો, ને તેની સાથે વેર ને દ્રોહથી ચાલવું. એજ કારણથી માણુસ આ સંસારમાં નિરતર દુ:ખી રહે છે, ને પાપથીજ અને મરી પણુ જાય છે, "કેમકે પાપનું વેતન મરણુ છે." ને પરલોકમાં પરમેશ્વર પાસે જવાથી હમેશ બીહે છે. શું પાપ એવી હલકી વસ્તુ છે કે માત્ર દેવનુ સ્મરણુ કરી કે તેનું નામજ ઉચ્ચારવાથી મોક્ષ મળી શકે છે? એ કેવી વાત!! એવો બોધ તો મારી સમજ પ્રમાણે ખચિત ઘણો ખોટો ને પવિત્ર પ્રભુ તરફથી તો એવા બોધવાળુ શાસ્ત્ર ન હોય.

વળી કેટલેક ઠેકાણે એમ પણુ કહેલું છે કે, ગગાસ્નાન કરવાથી ને તિર્થજાત્રે જવાથી પાપનું નિવારણુ થઇ શકે છે. પડિતજી, એ તો કેવળ જળમાં બુડતાનાં ફાંફાં મારવા જેવી વાત છે. તણુખલાં ઝાલે મહાસાગર કેમ તરાય? એવો બોધ તો દેવદત્ત સત્યવેદને વિરૂદ્ધ છે. પાપ છોડ્યા વગર ને મન શુદ્ધ થયા વગર કોઇ માણુસ કેમ મોક્ષ પામી શકે? જો તે પોતાનાં દુષ્ટ કામો છોડે નહિ છતાં તે મોક્ષ પામે છે તો પછી પાપ કોણુ છોડે? ને વળી મોક્ષ પામ્યા વગર કોણુ રહી જાય? ને મનની પવિત્રતાની પછી શી જરૂર રહી? અરેરે, કયો ધાર્મિક માણુસ એવી કલ્પના કરે કે, પાપ છોડયા વગર નાહિ ધોઇને હું પાપસહિત પુરો પવિત્ર થઇને મોક્ષ પામીશ! એવું કોણુ માને! પરમેશ્વર જે માનવના મનની પવિત્રતા ચાહે છે તે આ પ્રકારનો બોધ પોતાના પવિત્ર શાસ્ત્રમાં કદી આપે શું? ના, ના, નહિ આપે. એવું કરવું એ તો તેના પવિત્ર ગુણુને લાંછન ને કલક લગાડવા જેવું છે.

વેદવિદ્વાન—આપ જે પાપ નિવારણનું વર્ણન કરો છો તે હિન્દુ શાસ્ત્રનો બરાબર બોધ નથી. કેમકે બીજી જગ્યાએ મનની પવિત્રતા વિષે સારો બોધ પણ કરેલો છે.

સત્યાર્થિ—ઠીક પડિતજી, આપનું કહેવું હું નકારતો નથી. હુ જાણુ છું કે હિન્દુશાસ્ત્રનાં બીજાં બીજાં ઠેકાણાંમાં પવિત્રતા મેળવવાનાં અનેક ઉપાય ચાલતા હશે, પરતુ આ સ્થળોની વાત કે જેનુ વર્ણન હુ આપની આગળ કરૂં છું તેમાં મનની પવિત્રતા પ્રાપ્ત કરવાનો યથાર્થ ઉપાય નથી. કેમકે એ બોધનો ખુલ્લો અભિપ્રાય એવોજ છે કે, માત્ર નામ જપવાથી, અથવા કેવળ ગગાસ્નાન કરવાથી પાપ મોચન થઇ શકે છે, અને એનું તો તાત્પર્ય ખચિત એજ છે કે, પાપ નિવારણને સારૂ મન પવિત્ર થવાની કશી જરૂર નથી, એવુ સાધારણ સમજના લોકો હમેશ માને છે. તે વાત જૂદાં જૂદાં મતોથી એક નવાજ પ્રકારની ફૂટ નજરે પડે છે. એ જો ગગાસ્નાન, જપતપ, તીર્થ ઇત્યાદિથી પાપ નિવારણ થઇ શકે છે તો પછી મન પવિત્ર થવાની શી જરૂર છે? વળી જો કે, મનની પવિત્રતાની જરૂર છે તો ગગાસ્નાન, જપતપ, તીર્થ ઇત્યાદિથી શો લાભ? પણ જો શાસ્ત્રમાં મનના પવિત્રીકરણનો બોધ મળે છે તોપણ તે મેળવવાનો ઉપાય બરાબર દેખાડેલો નથી. શુ ગગાસ્નાન કર્યાથી કોઇનુ મન પવિત્ર થાય છે? કોઇ બુદ્ધિવાન માણસ એ વાત ખરી નહિજ માનશે. તોપણ બિચારા ભોળા હિન્દુ લોકો એવી અપવિત્રતાની દુર્દશામાં પડ્યા રહે છે, ને કોઇ પણ હિન્દુશાસ્ત્રમાં એવો કોઇ લાયક ઉપાય નથી મળતો કે જેથી મન પવિત્ર થઇ પાપમાંથી છુટકો મળે, ને પાપના દડથી બચી જાય. એવો એકે ઇલાજ મળતો નથી કે જેથી પાપી માણુસ પાવન થઇ પરમેશ્વરની પવિત્ર હજુરમાં ઉભુ રહી શકે. વળી પાપિષ્ટ સ્વભાવ જતો રહે ને આગળની માફક ફરી પાપ ન કરે એવો બોધ નથી આ બધાં પ્રમાણોથી, ઓ પડિતજી, મારી સમજમાં તો આ વાત નક્કી છે કે, વેદાદિ શાસ્ત્રોના બોધમા પરમેશ્વરના મહાન ગુણોને વિરૂદ્ધ વાત આવે છે, તો એવા શાસ્ત્રમાં ઇશ્વરી મત કેમ કરીને મળી શકે? ના મળે તો તે શાસ્ત્ર ઇશ્વરદત્ત બિલકુલ નથી.

એટલી વાતો સાંભળતાજ મેં જોઇ લીધુ કે, વેદવિદ્વાનજીનુ મ્હો ગભીર ને ઉદાસ જેવુ દેખાય છે. પરતુ વિચાર કરતાં કરતાં તેણે સત્યાર્થિને કાંઇ ઉત્તર આપ્યોજ નહિ, પણ માત્ર એટલુંજ કહ્યું કે, જો આપની મરજી હોય તો સાંજે એકવાર ફરી સવાદ કરીશુ; પછી સલામ કરી અમે ત્રણે પોતપોતાને ઘેર ચાલ્યા ગયા.

---

# સંવાદ ૮ મો.

## વેદાન્ત વિગેરે મતો વિષે.

સાંજની વખતે જ્યારે વેદવિદ્વાન ને સત્યાર્થિભાઇ પોતાનો છેલ્લો સવાદ કરવા એકઠા થયા, ત્યારે હુ પણ આગળની રીત પ્રમાણે ત્યાં હાજર થયો. કેમકે હુ એમ સમજતો હતો કે, વેદવિદ્વાનભાઇ આ વખતે પોતાનાં શાસ્ત્રના પ્રમાણો સાબિત કરવા ખંડણ મડણ કરવા માટે કાંઇ તો ભારે વાતો કહેશેજ. તે મારે બરાબર સાભળવુ જોઇએ ને સત્યાર્થિભાઇ તેનો કેવો જવાબ દે છે તે પણ મારે જરૂર જાણવુ જોઇએ. માટે બેઉની વાત સાંભળવા આતુર ને અભિલાષિ હતો. જેવુ હુ ધારતો હતો તેવીજ રીતે વેદવિદ્વાન ઇચ્છા રાખી આવ્યા, ને ઘણા માન તથા ગભીરતાની સાથે નીચે પ્રમાણે વાત કરવા લાગ્યા.

વેદવિદ્વાન—(સત્યાર્થિ સામુ એકીટસે ધારી જોઇને) પડિતજી, આપે જે કાંઇ પ્રમાણો હિન્દુશાસ્ત્ર ખંડણ કરવા આપ્યાં છે તે મેં ધીરજથી લક્ષપૂર્વક સાભળી લીધાં છે આપ કહો છો કે, શાસ્ત્રોની વાતો ખરી ને સત્ય ઠરી શકતી નથી, કેમકે તે સાબિત કરવાને માટે સાક્ષીઓનુ ભરોસા લાયક પ્રમાણ ને વચન કોઇ ઠેકાણે પણ મળતુ નથી. વળી તેના બોધ તત્વોનો તાત્પર્ય પણ મળતો નથી આવતો, અને વળી તેમા પરસ્પર અનેક વિરૂદ્ધતા વગેરેનાં લક્ષણો જોવામાં આવે છે. તેથી ખાતરી થાય છે કે, એ કેવળ દોષિત માણસોનાં મન કલ્પિત રચેલા પુસ્તકો છે. એવાં એવાં કારણથી તમારી સમજ મુજબ ઘટાર્થ નથી કે કોઇ માણસ તેને ઇશ્વરદત્ત જાણીને અગીકાર કરે અથવા તારણ પામવા માટે તે કાંઇ કામમાં લાવે, અથવા તેમાં બતાવેલી ધર્મ રીતો પર ચાલે એવા તે નથી. તેમાં લખેલું બધુ વ્યર્થ છે એમ આપ કહો છો. જો ઇશ્વર, ને તેના ગુણોનુ જે વર્ણન તમે કર્યુ છે તે સાચુ ને સપ્રમાણ છે તો હવે આપના બીજા પ્રમાણોનો જવાબ દેવો મને બહુજ મુશ્કેલ પડશે. પરતુ આપને માલમ તો હશે કે, જે કાંઇ તમે ઇશ્વરની બાબતમાં કહ્યુ છે તે વેદાંત મત પ્રમાણે કોઇ પણ રીતે સાબિત ન થઇ શકે, કેમકે એ મત પ્રમાણે જોતાં આખુ જગત બ્રહ્મરૂપ, હા, એકજ રૂપ છે, ને હિન્દુ, અગ્રેજ, મુસલમાન, બ્રાહ્મણ ઇત્યાદિ જાતિભેદ તે કાંઇજ નથી. કેમકે બધા જીવો ઇશ્વરનોજ અશ છે, એજ નિવૃત્તિ માર્ગ કહેવાય છે, ને જ્ઞાની લોકો જાણે છે કે, સકળ જગત ઇશ્વરજ છે; જેમકે—

एको ब्रह्म द्वितीयो नास्ति. એટલે ઇશ્વર વિના બીજું કશું નથી. આ સંસાર તથા તેમાંના જીવો જે જોવામાં આવે છે, તે કેવળ માયાના કારણથી એવુ દેખાય છે, પણ ખરેખર તે કોઇ જીવ કે પદાર્થ નથી. કેમકે જ્યારે જીવમાં માયાના વિકારને લીધે અહંકાર, મદ, મોહ વિગેરે મોટમ પેસે છે ત્યારેજ જીવો જૂદા જૂદા દેખાવ દે છે, પરતુ જ્યારે આ વિકાર નિકળી જશે ત્યારે ઇશ્વર

ને જીવોમાં કશો પણ ભેદ ને જુદાઇ નહિ રહેશે. વળી એ મતમાં બીજો માર્ગ તે પ્રવૃત્તિ માર્ગ કહેવાય છે, જે ઓછા ગ્નાન વાળા લોકોને વાસ્તે સ્થાપન કરેલો છે. અને એનેજ લીધે ભજનના માર્ગો જૂદા જૂદા થાય છે, પરતુ બધાનો અભિપ્રાય એકજ છે. અને ઇશ્વરનું ખરૂં ગ્નાન મળે ત્યાં સુધી પોતપોતાની જાતિ પ્રમાણે ઇશ્વરનું ભજન કરતા રહેવું ને મુક્તિનો હેતુ પાર પાડવો. ને પુરાણોની જે વિરૂદ્ધતા જે નજરે પડે છે તે તો કેવળ ધર્મના જૂદા જૂદા માર્ગો છે. ને આખર વિચાર કરવાથી સર્વે પુરાણોના મતો એકજ છે. એવી રીતે જેટલા મતો આ સસારમાં પ્રસિદ્ધ છે, ને પાખંડ મત પણ એ બધા ઇશ્વરના પેદા કરેલા છે. તેથી કોઇ પણ મતને ખોટો ઠરાવવો એ ઇશ્વરનું અપમાન કરવા જેવું છે. આપ એવુ તો ના સમજશો કે, હુ એ વેદાન્ત મત પર સંપુર્ણ ભરોસો રાખુ છું. ના, હું રાખતો નથી. કેમકે આપના ગ્નાન ભરેલા સત્ય સંવાદથી મારા મનમાં કાઇ સદેહ થવા લાગ્યો. પરતુ જેવુ મેં પ્રથમજ કહ્યું કે શારીરિક વસ્તુની વ્યર્થતાનું મનન કરતાં કરતાં મારૂ મન ઘણા દિવસોથી એ મતમાં વધારે સંતુષ્ટ ને પ્રસન્ન થયુ. કેમકે એવું માલમ પડે છે કે, એ મતનો વિચાર કરતાં જેટલી વિરૂદ્ધતા ને અગ્નાનતા તથા ભૂલભ્રાંતિ આ જગતમાં ફેલી રહી છે એ બધી બરાબર ને ખરી ઠરે છે. ને એ રીતે મનની બધી ફિકર ચિન્તા ને ભૂલભ્રાંત એક ક્ષણભરમાં ભાંગી જાય છે માટેજ એ મત પર મારૂં ચિત્ત ચોંટયુ છે.

સત્યાર્થિ—વેદાન્ત મતની જે વાત આપે હમણાં કહી તેમાંના આપના એક વચનથી મને અતિ ઘણો આનદ થાય છે, એટલે કે આપ એ મત પર સદેહ રાખવા લાગ્યા છો, ને મને ખાતરી છે કે, જો કોઇ આપની પેઠે વિદ્વાન ને સત્યનો શોધક હોય તો એ મત પર બરાબર પુરા અતઃકરણથી વિચાર કરશે તો આખરે જરૂર તેને તે ખોટોજ જણાશે. કેમકે પડિતજી, વિચાર કરવો જોઇએ કે, આ મત એટલે અદ્વૈત મતનુ કયુ ખરૂ પ્રમાણ છે? અથવા કોઇ પણ તેને સત્ય ને ખરૂ માને છે? બુદ્ધિની રીતે તો તે મત ખરૂ છે એમ સાબિત થઇ શકતુજ નથી. કેમકે બુદ્ધિથી તો સાફ એમજ જણાય છે કે, બધાં માણુસ ને બધાં પ્રાણી પદાર્થો ઇશ્વરથી તદન જૂદા દેખાય છે. ને હુ પોતે ઇશ્વરથી તદન જૂદો પ્રાણી ( ઇશ્વરનો ઉત્પન્ન કરેલો ) છું એવી મારી બુદ્ધિ સાક્ષી આપે છે.

વળી જો કોઇ કહેશે કે, માયાના કારણે બુદ્ધિ પર સાક્ષાત હોવાનું, એટલે વસ્તુઓ છે એવો ભરોસો રાખી શકાય નહિ, તો હું પુછું છું કે, આવી રીતે જોતાં તે સાક્ષાત નથી, પણ મિથ્યા છે, એવો ભરોસો ને આધાર કેમ રખાય? હવે કોઇ બીજો ગ્નાની વેદાન્તી ઉઠીને એમ કહેશે કે, એ મિથ્યા છે એ વાત શાસ્ત્રથી જાણ્યામાં આવે છે, ત્યારે તેનેજ હુ ફરીથી પુછું છું કે, માયાને આધીન રહીને શાસ્ત્રને અથવા તેના અર્થને કે તેના પ્રમાણોને કોણ, ને કેમ કરીને ખરાં

જાણી શકે? ખચિત એ મતનો સાર એજ છે કે, સત્ય અસત્યમાં કાંઇજ ફેર નથી. તો વેદાન્તીઓ કેમ કરીને કહી શકે કે વેદાન્ત મત સત્ય છે? અને એનો મુખ્યાર્થ એજ છે કે, અસત્યને સત્ય કહેવુ, ને સત્યને અસત્ય કહેવું, ને બુદ્ધિનુ બધુ કામ ઊંધી રીતે સમજી લેવુ. ને જો કોઇ વાતને સત્ય કહો છો તો ખચિત વેદાન્ત મત તદન ખોટો છે અથવા તેને વિરૂદ્ધ બોલો છો; કેમકે તે ખરેખરી દેખાઇતી વસ્તુ તે એની બિનાને વિરૂદ્ધ છે ને જો કોઇ ખરી નથી તો તો વેદાન્ત પણ બિલકુલ ખરોજ નથી. હવે આપ એ તો નક્કી માની લો છો કે, સત્ય ને અસત્યમાં ભેદ ને મહા મોટી જુદાઇ છેજ. તો પછી સત્ય કઇ રીતે જાણ્યામાં આવે છે? અને એ તો ખચિત છે કે પ્રમાણ વગર સત્ય સાબિત થતુંજ નથી. પણ ખરાં પ્રમાણોથી સાબિત થાય છે, ત્યારે ખરાં પ્રમાણોનું મૂળ કોઇ ખચિત વાત તો હશેજ ને જો ખચિત વાત પર આધાર ન રખાય તો પછી પ્રમાણની શી જરૂર રહી? ને ના રહી તો કોઇ સત્ય વાત કેમ કરીને સાબિત થઇ શકે? ને વળી એ વેદાન્ત મતમાં એવી અનેક વિરૂદ્ધતા છે. અને તે કોઇ બુદ્ધિવાન માણસ તે એક પળભરને માટે પણ તેના પર વિશ્વાસ લાવે એ મનાયજ નહિ. ને જ્યાં સુધી પોતાની બુદ્ધિના અજવાળાને તદન અધકારરૂપ કરી નહિ નાખે ત્યાં સુધી તે વેદાન્ત મતને ખરૂં નહિજ માને. મને બરાબર યાદ છે કે વેદાન્ત મત સબધી એક પુસ્તક નામે "વેદાન્ત વિચાર" તે કાશીના કોઇ સારા વિદ્વાન પડિતનુ લખેલુ છે. મારા સમજવા પ્રમાણે તે બહુ સારૂં ને જ્ઞાને ભરેલું છે. આપની મરજી હોય તો તે મગાવીને ધ્યાન દઇ વાંચશો. હું જાણું છુ કે, આપ ખચિત વેદાન્ત મતની ભૂલથી છુટશો. કદાચ આપને માટે જેટલુ ખરૂં ને સત્ય છે તેટલુ તેમાંથી મળી આવશે. શુ ખરૂ, ને શું ખોટું તે પછી મારે કહેવાની જરૂર નહિ રહે. કેમકે જ્યારે કોઇ કહે છે કે, સત્ય અને અસત્ય, અજવાળું ને અધારૂ, પાપ ને પુણ્ય, સુખ ને દુઃખ, એ બધાં એકજ છે; માત્ર ભ્રમણાથી જૂદાં જૂદાં દેખાય છે, એવું કહેનાર માણસ ખચિત અહી સુધી મોટી ભૂલમાં ફસાઇ ગયો છે કે, કોઇ બુદ્ધિવાન માણસ કે જે પોતાની ખરી ને સત્ય બુદ્ધિનો અભિલાષિ છે તેની કોઇ ખરી વાત પણ તે માનશે નહિ. પણ જ્યારે કોઇ એવુ કહે કે, પાપી, અજ્ઞાની, ને અબળ માણસનો જીવ ઇશ્વરનો અશ છે, ને તે કેવળ માયાના તાબામાં પડ્યો છે, તો ધર્મી માણસ ઇશ્વરની આવી નિંદા ભરેલી ને પાખડી વાત સાંભળીને ખચિત દુઃખી થયા વગર રહેશેજ નહિ, પણ પોતે એવું બોલવાથી બીહીશે એમ તમારે નક્કી જાણવું.

વેદવિદ્વાન—આપ તો વેદાન્ત મતની બાબતમાં બહુ ચેષ્ટાની સાથે વાત કરો છો. અને ખચિત જો એ મત ખરો ન હોય તો જરૂર માણસને માટે મહા જોખમ ભરેલી વાત છે; ને પરમેશ્વર સબધી પણ અતિશે નિંદાયુક્ત વાત છે. કેમકે જેટલું પાપ, ને ભૂલ ભ્રમણા તથા પાખંડ વિગેરે માણસથીજ પેદા

થયું છે, ને તે બધાનો દોષ ઇશ્વર પર લગાડે છે, એમ તમારા બોલવાથી જણાય છે. પણ મને નથી લાગતું કે, તેના મતના બોધ મુજબ એ મત કેમ કરીને પ્રમાણિક ને સત્ય ઠરી શકે? એ મારાથી નથી સમજાતું માટે સમજાવશો, કેમકે જો બધુ માયારૂપ છે તો એ મત પણ માયારૂપજ હશે, એમ જણાય છે.

સત્યાર્થિ—આપનું કહેવું વ્યાજબી છે, ને હુ આપની વિનતિ કરૂં છું કે, જેમ આપ ઇશ્વરને પ્રસન્ન કરવા, ને સત્યનું ખરૂં તત્વજ્ઞાન મેળવવા ચાહો છો, તેમ જો સત્યાર્થિ થઇને આ મતની તપાસ કરશો તો તમને ખાતરી થશે કે, તે કેવળ ભૂલ, ને ભ્રમણાથી ભરેલોજ છે, ને જરા પણ વિશ્વાસ રાખવા લાયક નથી. ખરી બુદ્ધિ ને વિવેકનો બોધ એજ છે કે, પરમાત્માને પોતાથી જૂદો ગણી માનવો, એટલે દ્વૈત મતને સ્વીકારવો જોઇએ. તે પોતે સદા ખરો તથા જીવત હોઇને આખા જગતનો કર્તા પાલનપોષણ કર્તા ને સ્વામી છે માનવ જાતની સ્વાભાવિક પ્રકૃતિ, ને બધા પદાર્થોના ગુણ કેવળ તેની ઇચ્છાથી ઉત્પન્ન થયાં છે. બીજી કોઇ રીતે કે કોઇથી નહિ. એ કારણને લીધેજ દરેક માણસનુ સ્વાભાવિક જ્ઞાન છે, એ કાઇ જેવુ તેવુ અથવા વ્યર્થ વાત છે એમ નહિ, પરતુ પરમાત્માની ઇચ્છાથી ઉત્પન્ન થઇને બધાના મનમાં તે અટળ ને અચળ રહે છે. ને જે કાંઇ જગતનો સ્વામિ પરમાત્મા કરે છે તે કોઇ ભલા ને જ્ઞાની કારણને લીધે કરે છે. ત્રિલોકનો નાથ સર્વ જ્ઞાની મહા રાજા, સર્વ સમર્થ, તે અલ્પપ્રાણી માણસના જેવી અમથી લીલા ક્રિડાને લીધે કે રમત જેવુ કરતો નથી. તે તો સદાકાળ શુદ્ધ બુદ્ધિ, ને મુક્ત સ્વભાવ, અખડાનંદ ને નિર્વિકાર છે; અને માણસની માફક પોતાની પ્રજાને તે કદી અમથો ધોકો નથી આપતો. દુ ખ સુખ વિગેરે જે કાંઇ માણસો આ જીવનમાં ભોગવે છે, તે પરમાત્માનાં ઠરાવેલાં છે, બધાં ખુલ્લી રીતે જાણે છે કે, હુ બીજાંથી તદન જૂદો છું. આ મારો દાસ કે સેવક છે; તે મારો શેઠ કે ધણી છે; ને કોઇ એવો વિચાર નથી કરતો કે, જે કાઇ મારા મનમાં આવે તે હુ કરી શકુ છુ, ને મારો કોઇ ધણીધોરી નથી. વળી રાજા તથા પ્રજાનો અતરભેદ નથી, એવુ કોણ કહી શકે છે? અગર જો એવી વ્યર્થ કલ્પના પણ કરે તો પણ આ સસારમાં તે કદી આ ધારણા ને ઠરાવ પર ચાલી શકતો નથી. કેમકે તેને રોકનાર મળે, ને જો એ વિચાર પ્રમાણે ચાલવાને મહેનત કરે તો પોતાના આયુષ્યનાં સર્વ સુખોનો અટકાવ થઇ પડે. ધારો કે કોઇ પ્રજા પોતાના જીવને રાજાના જીવ સમાન એકજ સમજે, ને પોતાની ઇચ્છા મુજબ ચાલે તો શુ રાજા તેને પકડી દડ નહિ કરે? ને તેને રાજા કોરડાનો માર મારે તો શુ તે પ્રભુને મારે છે કે તેને? અથવા તે માર કાંઇ રાજાને વાગે છે? હવે આ સસારમાં રાજા પ્રજાનો સબધ પરમેશ્વરનો ઠરાવેલો છે, ને પ્રભુ પોતે તે રાજાઓનો રાજા, ને ધણી છે ને મરણ કાળ સુધી રાજા પ્રજા ને શેઠ ચાકરનો એ સબધ ને ધણીપણુ સદા કાયમ રહે છે, તેમ પ્રભુનુ સર્વોપરી ધણીપણું અનંત

કાળોકાળ કાયમજ છે. તો હવે કોણ સાબિત કરવાને શક્તિવાન છે કે, આ સંબંધ સ્વર્ગમાં પણ નહિ રહે? હા, હું કહું છું કે તે સદા સર્વકાળ કાયમ રહેશેજ.

વેદવિદ્વાન—આપ જે કહો છો તે બધુ બરાબર છે. અને એક બીજી વાત છે કે, જેથી મારા મનમાં વેદાન્તનો કાંઇ સદેહ આવે છે, તે એ કે, જે પોતાને પરમાત્માથી જૂદો જાણતો નથી તે પરમાત્માનું ભજન કેમ કરીને કરી શકે? પણ જેને આધીન સર્વ માણસો છે, તે માણસોને જરૂર છે કે તેનું ભજન કરવુજ જોઇએ, એ જોતાં તો વેદાન્ત મત ત્રિલોકના નાથના ભજનને અટકાવનાર માલમ પડે છે. તો એવો ખોટો મત પરમાત્મા કેમ સ્થાપન કરે? એ તો એક મોટો સદેહ મારા મનમાં ઘણા દિવસોથી આવ્યાજ કરતો હતો તે આજે આપને કહુ છુ.

સત્યાર્થિ—ખરૂં પડિતજી, બધા ધર્મી પુરૂષોના મનમાં એજ સદેહ જરૂર આવશે. કેમકે પોતપોતાના આત્મત્વનુ જ્ઞાન જે માનવ જાતમાં કુદરતે કરીને છે, એ તો એવા હેતુથી પરમાત્માએ આપ્યું છે કે, તે એકેક માણસના મનની આગેવાની કરીને તેને પરમાત્માના ભજનમાં લાગુ કરે. જો કોઇ આ આત્મત્વ આગેવાનીનો ત્યાગ કરે તો તે ભૂલમા પડીને પરમાત્માના દેખાડેલા માર્ગથી ભટકી જાય છે, ને પોતાના મનકલ્પિત માર્ગ પર ચાલીને તારણનો લાભ ખોઇ નાખી ભૂલના અધકારમાં ઠોકરો ખાતો, પડતો ને આખડતો રહે છે. એ માટે ઓં પડિતજી, વેદાન્તના આ અધકારે ભરેલા સિદ્ધાંતને છોડી દઇને પોતાના સદ્‌વિવેકી ઇશ્વરકૃત આત્મજ્ઞાન પર અટળ ને દઢ વિશ્વાસ રાખો એજ મારી તમને વિષેશ વિનતિ છે.

વેદવિદ્વાન—સાંખ્ય ને ન્યાયશાસ્ત્રોમાં દ્વૈતમત એટલે જૂદા જૂદા જીવોનું પોતપોતાપણુ દર્શાવેલું છે. પણ તે એ રીતે કે, બધા આત્માઓ અનાદિ અને હમેશ છે. તમે એ વાત વિષે શું કહો છો?

સત્યાર્થિ—પડિતજી, મારી સમજમાં તો એ વાત ગફલત ને ભૂલ ભરેલી લાગે છે, કેમકે પરમાત્મા વિના કોઇ આત્મા કે જીવ અનાદિ કે નિત્ય નથી. એ તો પ્રમાણ વિનાની અમથીજ ગપ ને કલ્પનાજ છે; કેમકે કોઇને એ વાતનુ લેશ માત્ર પણ સ્મરણ નથી કે આ જન્મ પૂર્વે કોઇ કાળમાં અમુક સ્થળે હું જીવતો હતો; પણ જો માણસનો આત્મા, આ જન્મ પહેલાં કોઇ ઠેકાણે હતો તો પોતાના પહેલાંના જીવનનુ સ્મરણ કેમ રહ્યું નથી? એ વિષે કોઇને સ્મરણ ન હોવાથી, માણસના આત્માનુ હમેશ હોવુ એ વાત નકામી નિવડે છે, અને એ વાત સાબિત કરવા માટે બુદ્ધિનુ કોઇ પ્રમાણ પણ મળી આવતું નથી. કેમકે જે વાત તેઓ કહે છે, એટલે આ જન્મનુ સુખ કે દુ ખ, તે કોઇ પૂર્વેના જન્મનું પાપ પુણ્ય છે એ વાત કોઇ પણ પ્રકારે સાબિત થઇ શકતીજ નથી. જો એવા કોઇ પાપનો

દંડ, કિંવા પુણ્યનું સુખ થાય, તો શું તેની કાંઇ યાદીજ ન હોય? કે જેથી પાપી દુ:ખ ભોગવતા પહેલાં આગળના પાપને લીધે પસ્તાય અથવા પુણ્યનું સુખ ભોગવતાં હર્ખાય, એવી રીતનો બદલો આપવો એ સર્વજ્ઞાની પરમાત્માને લાયક નથી. એવી રીતે જોતાં આવાગમન (લક્ષચોરાશી)ની વાત ખોટી, ને હાનીકારક પણ ઠરે છે; કેમકે અનેક જન્મ પામીને તેમાં પોતાનાં પાપની શિક્ષા ભોગવીને પછી આખરે મુક્તિ પામે. પણ માણસો આ જન્મમાં પણ પાપ કરતાજ રહે છે, તો પછી તે ક્યારે ને ક્યાં મોક્ષ પામે? એ તો કોઇ પાયા વિનાની વાત છે, માટે મારી સમજ પ્રમાણે તો જોતાં એ બધી વાતો બુદ્ધિ અને સત્ય શાસ્ત્રને બિલકુલ વિરૂદ્ધ છે, અને માનવના સ્વાભાવિક સુધારાને પણ પ્રતિકૂળ છે એમ તમારે નક્કી જાણવુ.

વેદવિદ્વાન—ન્યાય મત માનનારા કહે છે કે, પરમાણુઓ કે જેથી આ જગત ઉત્પન્ન થયુ તે અનાદિ છે, ને કપિલ મુનિ માને છે કે પ્રકૃતિ અનાદિ છે. આપ એ વિષે શો વિચાર રાખો છો તે મને સમજાવશો.

સત્યાર્થિ—પંડિતજી, મારા સમજવામાં એવુ આવે છે કે, પરમાત્મા વિના કોઇજ વસ્તુ અનાદિ નથી. આ બે દર્શનોના કર્તા ને વેદાન્તનો કર્તા વ્યાસજી એવુ માનતા હતા કે, પરમાત્માને શૂન્યમાંથી સૃષ્ટિ ઉત્પન્ન કરવાની શક્તિ ન હતી; એ માટે વેદાન્તિઓ કહે છે કે, પરમાત્માએ પોતાને પસારીને જગત બનાવ્યુ, ને તેથી આખુ જગત બ્રહ્મ સ્વરૂપ છે એમ કહે છે; પણ ન્યાયનો કર્તા કહે છે કે, એવુ બિલકુલ નથી, પણ ઇશ્વરે અનાદિ પરમાણુઓથી જગત બનાવ્યું; એમાં એ બેઉની એવી સમ્મતિ માલમ પડે છે કે, જાણે ઇશ્વર શૂન્યકારમાંથી સૃષ્ટિ બનાવી શકતો નથી. પણ એ વિચાર ને ભાવના બિલકુલ ખોટાં છે. કેમકે પરમાત્મા જેને બધા બુદ્ધિવાનો મહા પરાક્રમી ને સદા સ્વયમ્ભૂ માને છે તે ખચિત મહા શક્તિવાન છે. જો તે સર્વસમર્થ છે તો તેને શૂન્યકારમાથી જગત બનાવવુ એ શુ મોટી વાત હતી? એ પડિતો, જો તેની પ્રભુતાના સામર્થ્યને સમજી નથી શક્યા તો પછી બીજી શી વાત જાણી શકે? વેદાન્તમતવાદિઓ કહે છે કે, બ્રહ્માએ પોતાને ફેલાવી (પસારી)ને જગત બનાવ્યુ, તો એ વાત કોઇ પ્રકારે અક્કલમાં આવતી નથી. કેમકે જેટલા પદાર્થો દૃષ્યમાન, અને અડકી શકાય એવા છે એ કાંઇ આત્મરૂપ નથી ને બધા જીવરૂપ ચેતન્ય પણ નથી. તો કેમ કરીને તે નિર્વિકાર પરમાત્માનો અશ કહેવાય? અને નિર્વિકાર પરમાત્મા તે વળી એક જડ પદાર્થ થઇને પડે ને જીવાત્મા વિનાની વસ્તુ થઇ જાય એ કેમ બની શકે?

વેદવિદ્વાન—ન્યાય વિગેરે દર્શાનોમાં આ સિદ્ધાંત છે કે, રાગાદિ ભાવનો નાશ થયા વિના કલ્યાણ થઇ શકતુ નથી. શુ આપના સમજવામાં એ વાત બરાબર છે?

સત્યાર્થિ—નહિ, નહિ, પંડિતજી, મારી સમજ પ્રમાણે એ વાત પણ બરાબર નથી. પણ માત્ર વહેમથી કે અતિ ભક્તિભાવથી એ વિચાર તેમના મનમાં ઉત્પન્ન થયો હશે. કેમકે નર્યા રાગાદિ ભાવમાં કંઇ પણ દોષ રહેલો નથી, દોષ માત્ર એમાં છે કે, એવા ગુણોને અઘટિત ઉપયોગ કરવો. પરમાત્મા પોતે પણ ન્યાયીપણા પર પ્રીતિ, ને અન્યાયીપણા પર દ્વેષ કરે છે; એવું પરમાત્માનાં પ્રત્યક્ષ કામોથી દેખાય છે, કેમકે એ તો માણસની પ્રકૃતિનો સ્વાભાવિક ગુણ છે, કાંઇ માનવની કલ્પેલી વાત નથી. પરમાત્માએ પ્રેમાદિ સદ્‌ગુણો ખાસ સારા હેતુને અર્થે ઉત્પન્ન કીધા છે. આ જગતના કર્તાએ રાગાદિ ગુણોને લાયક પદાર્થો પણ બનાવ્યા. એને લીધે માણસોએ પોતાના રાગાદિ ગુણોને યોગ્ય બાબતો વિષે કામે લગાડવા જોઇએ. જે વાતો વિશેષ સારી ને પ્રધાનરૂપ છે તેમના પર વધતી પ્રીતિ રાખવી જોઇએ ને જે ઉતરતા, તેમના પર ઓછી પ્રીતિ રાખવી એ બુદ્ધિનુ કામ છે. સૌથી ઉત્તમ મનની શુદ્ધતા સમજવી જોઇએ. બધી વાતોમાં પરમાત્મા બધાથી ઉત્તમ છે માટે વધારે પ્રેમભાવ, ને ઇચ્છાની આતુરતાથી તેનો શોધ કરવો જોઇએ. સસારના જેટલા પદાર્થોની મન અભિલાષા કરે છે, તે મળ્યા છતાં પણ મન સતોષ પામતુ નથી. કેમકે ઇશ્વર વિના બીજી કોઇ વસ્તુ એવી નથી કે જેથી મનને સપૂર્ણ શાંતિ ને સતોષ થાય. વિશ્વાસ, પ્રેમ, આદરભાવ, એ માણસના સ્વાભાવિક ગુણો છે. ને પરમાત્માના પ્રસિદ્ધ ગુણ જેવા કે, સત્યતા, દયા, પવિત્રતા, મહિમા વિગેરે છે. એ સર્વ ગુણો પરમાત્માના મહિમા તથા સેવા માટે વાપરવા એજ પરમાત્માનો મોટો હેતુ છે. પણ જેઓ પોતાના સ્વાભાવિક ગુણોને નાશ કરી નિર્ગુણ થવાનો યત્ન કરે છે તેઓ પરમાત્માની ઇચ્છાની વિરૂદ્ધ વર્તે છે, ને એક રીતે આત્મઘાતકી પણ ઠરે છે. એમ ધારો કે, તેઓ પોતાના અગમાંથી એક ઉત્તમ અવયવને કાપી નાખે છે. જેમકે કોઇ ઠુંઠો માણસ કે જેનો એક હાથ કપાઇ ગયો છે ને તે હાથ વિના બધુ કામ બરાબર કરી શકતો નથી તેનાજ જેવો નિર્ગુણ માણસ થાય છે. ને તે ગુણહિન માણસ પરમાત્માની સેવા બરાબર કરી શકતો નથી. આખરે એ માણસ અચેત, અબળ ને મૂઢ થઇ જાય છે; કેમકે તે પરમાત્માના આપેલા સ્વાભાવિક ગુણોને બગાડી નાખે છે; એવું કરવું સારૂં નથી. પરતુ રાગાદિ ગુણોને પોતપોતાને જોગ કામે લગાડવા એજ બહુ ઉચિત છે. કેમકે બધુ જે ઇશ્વરથી ઉત્પન્ન થયું છે તે તેના મહિમાને અર્થે છે.

વેદવિદ્વાન—તમે જે હાલમાં વર્ણન કરી ગયા, એ તો કેવળ પ્રેમ, ઇચ્છા ને આદરભાવ એવા એવા ગુણોની બાબતમાં છે. પણ માણસના સ્વભાવમાં વેર, ઝેર, ક્રોધ, ધિટ્ટાઇ વિગેરે છે, તો તેનો કોઇ પણ રીતે ઉપયોગ કરવો જોઇએ શું ?

સત્યાર્થિ—ભુંડી વાતોનો દ્વેષ કરવો, અપવિત્રતાનો તિરસ્કાર કરવો, ને પાપ ઉપર ક્રોધ કરવો, એથી એવું ના સમજવું કે, કોઇ માણસ પર દ્વેષ,

તિરસ્કાર કે ક્રોધ કરવો. પણ તેનાં ભુંડાં કામોનો કટાળો રાખવો કે જેથી તે ભુંડું કરવાથી ચોંકે. કેમકે આપણે બધા પાપી તો છીએ, પણ માનવની મૂળ પ્રકૃતિ પાપી ન હતી, ને પાપ કરવુ તે માણસને સ્વાભાવિક નથી. માનવ જાતનો પ્રકૃતિસિદ્ધ ગુણ તો એથી જૂદોજ છે, ને દેવની દયાથીજ પાપોની માફી પામીને, તે દુર્ગુણથી બચી શકે છે, માટે આપણે પાપી માણસ ઉપર કદિ ક્રોધ ન કરવો. પણ આપણાથી બને તેટલો અપવિત્રતાનો દ્વેષ રાખવો. એ પરમાત્માને પણ પસદ છે. યોગિઓ ને વૈરાગીઓ કહે છે કે સસારથી નાસી છુટીને, નિર્જન જંગલમાં જઇ રહેવુ; એ પણ ઠીક નથી. એ તો માત્ર માણસોનો ને પોતાના પડનો પણ દ્વેષ કરવા જેવુ છે. માણસ જાત પર પ્રેમ રાખવો ને તેમના પર ઉપકાર પણ કરવો જોઇએ. ને એક બીજાની શક્તિ પ્રમાણે મદદ કરવી એજ ઉચિત છે. પાપનો દ્વેષ કરવો, ને સસારમાં મળતા રહેવુ તે ઠીક છે. પણ જો સસાર અને સગાં વહાલાંનો વિયોગ પાડી જતા રહીએ તો પરમાત્માના આપેલા શુભનિયમને ફેરવી નાખીએ છીએ. જેઓ પોતાના ભાઇઓ પર ઉપકાર કરવાથી પોતાનો હાથ ઉઠાવી નાંખે છે, ને પોતા પર આવતી પરીક્ષાથી તે નાસી છુટે છે એવુ કરવાથી તે પોતાની મનોભાવના પુરી કરી શકશેજ નહિ. શત્રુઓથી નાસી જવુ એ કઇ જીતવુ ના કહેવાય, પણ તેમને હરાવી કાઢી નાખવામાં ખરો વિજય છે. જે સસારથી નાસી જઇ નિર્જન રહેઠાણમા રહે છે તે પોતાની હાર થઇ એમ માને છે, ને પોતાના મનની સાથેજ તે પોતાના શત્રુને તો લેતોજ જાય છે.

વેદવિદ્વાન—મેં સાંભળ્યુ છે કે, "આર્યસમાજ" ને "સાધારણ" સમાજ એ બે નવા મતો આજકાલ આખા દેશમાં ફેલાઇ રહ્યા છે. જેમાં ઘણી ખરી વાતો તમારા મતની સાથે મળતી આવે એવી છે. એની જોડે વેદો, ને બીજા શાસ્ત્રોની વાતો પણ જોડી દીધી છે. શુ એ મારી ધારણા ઠીક છે? અને જો ખરૂ ધારૂં છું તો એવી રીતે બધાં શાસ્ત્ર ઇશ્વરનાં આપેલાં ઠરે છે કે નહિ, તે મને કહો.

સત્યાર્થિ—ખરૂ છે, પડિતજી, કે દયાનદ સરસ્વતિએ જે ખ્રીસ્તી મતનાં પ્રસિદ્ધ લક્ષણ, ને હાલની વિદ્યાનાં દેખાઇતાં ફળ છે તે લઇને વેદોમાં એ બધુ છે, એવુ ઠરાવવા તથા પ્રમાણો લાવવાને તેણે બહુજ પરિશ્રમ લીધો છે. તે તેના તાત્પર્યને કોઇ ખરો વિદ્વાન તો માનશેજ નહિ. અને એની વાતો, ટીકા, ને સિદ્ધાંતો પાયા વગરના છે ને તદન વેદોની વિરૂદ્ધ છે.

વેદવિદ્વાન—શુ બીજી સમાજવાળાઓએ પણ વેદોનો એવોજ ઉપયોગ કર્યો છે?

સત્યાર્થિ—નહિ નહિ, પંડિતજી, કેશવ ચદ્રસેનનો અભિપ્રાય, દયાનંદના અભિપ્રાયથી તદન જૂદો હતો, અને એ બેઉના વહેવાર ઉપયોગમાં મોટો તફાવત

માલમ પડે છે. દયાનંદની ઇચ્છા તો ખચિત એવીજ હતી કે, ખ્રીસ્તી ધર્મને વધતાં ને પ્રબળ થતાં રોકી રાખવો. એ ઇચ્છા મુજબ તેણે સર્વ પ્રકારે એ ધર્મનું અપમાન અને ખોટી નિંદા કરી, પરંતુ કેશવ ચંદ્રસેન ઉઘાડી રીતે કબુલ કરતો હતો કે, આ સંસારમાં કોઇ પણ કાળે કોઇ એવો ધર્માવતાર કે દૈવજ્ઞાનનો આચાર્ય કિંવા મુક્તિમાર્ગનો ફેલાવનાર ઇસુ ખ્રીસ્તના કરતાં મોટો નથી થયો. અને કેશવ ચંદ્રસેનની ઇચ્છા હતી કે, ભરતખંડમાંના બધા રહેવાસીઓ એ વાતને માની લે. વળી તે ખ્રીસ્તી ધર્મની મૂળ વાતોને જૂદી જૂદી રીતે ફેરવી નાખતો હતો. તેની વિશેષ મરજી એ હતી કે, એ રીતો હિન્દુ મતને અનુકુળ આવે એમ ફેરવી નાખવી, કે જેથી તેમને તે માનતાં ફાવે.]]*

હવે પંડિતજી, હિન્દુશાસ્ત્રો ને તેના બોધ સંબંધી મારે જેટલું કહેવું જોઇતું હતું તેટલું કહી ચુક્યો છું. જે કાંઇ મેં તમને કહ્યું તે તમારા મનને દુખવવા સારૂ કાંઇજ કહ્યું નથી. મારી ઇચ્છા કેવળ એજ હતી કે, મારી શક્તિ પ્રમાણે સત્ય વાતો અને તેનાં ખરાં પ્રમાણો તમને જણાવું. કેમકે હું સારી પેઠે જાણું છું કે, કેવળ સત્ય વાતોથીજ બધાં માણસોનું કલ્યાણ થઇ શકે છે. મારો એ વિચાર હતો કે, મારી પોતાની હાલત તમારી હાલતથી ઘણીજ જૂદી થઇ છે તે કેવળ સત્ય વાતોને લીધેજ થઇ. ને એ ફાયદાની વાતનો સંદેશો તમને આપવો એ મને ઠીક લાગ્યું. કેમકે એ વાતોના સમાચાર તમે જાણ્યા ન હતા તે હવે જાણ્યા. એ કહ્યાથી પ્રથમ તો તમને બાણરૂપી દુઃખ લાગ્યું હશે, પણ ખરી મિત્રાઇનું લક્ષણ એ છે કે, મિત્રને દુઃખ લાગે કે ન લાગે તો પણ તેના કલ્યાણની વાત તેને કહેવી. જો વાતચિતમાં એકાએક એવી અનુચિત વાત નિકળી હોય, ને તેથી મેં તમને વિના કારણ દુઃખ લગાડયું હોય તો દયા કરીને મને ક્ષમા કરશો, ને મારા મનના સારા અભિપ્રાય પર ધ્યાન આપશો. હવે જો કાંઇ મારી વાતોના ઉત્તરમાં કહેવા ચહાતા હો, તો ખુશીથી કહેશો ને તે હું ઘણા આનંદથી સાંભળીશ.

વેદવિદ્વાન—હું સારી પેઠે જાણું છું કે કાંઇ આપની ઇચ્છા મને દુઃખ દેવા કે માઠું લગાડવાની નથી. આપે તો માત્ર પ્રેમપૂર્વક વાત કરી છે. આપની કોઇ વાત એવી નથી કે જેથી મને માઠું લાગે. તોપણ મારાં પોતાનાં શાસ્ત્ર ને ધર્મના ખંડણનાં મજબુત પ્રમાણો સાંભળવાથી ખચિત મને દુઃખ લાગ્યું, ને હવે મારૂં સઉથી મોટું દુઃખ એ છે કે, જો હું નિષ્પક્ષ થઇને સાચું બોલું તો તમારાં પ્રમાણોનો બરાબર ઉત્તર હું આપી શકતોજ નથી. મારી એ હાલતમાં મને વધારે દુઃખ લાગે એમાં શી નવાઇ! અને જો આ દેશનાં બધાં શાસ્ત્રો

---

*ચોરસ કૌંસમાં જે વાતો આવે છે તે અસલ મતપરીક્ષાની નથી, પણ ગુજરાતી ભાષાંતર કર્તાની છે

પ્રમાણ વગરનાં થઇ ગયાં છે તો હું મારા મનના ગભરાટને દૂર કરવા સારૂ તત્ત્વજ્ઞાન ક્યાંથી પામી શકું?

સત્યાર્થિ—હે મિત્ર, જો કોઇ શાસ્ત્ર આ બે પ્રમાણોથી સત્ય ઠરે તો તે ખચિત વિશ્વાસને લાયક છે. એટલે—

(૧) તે શાસ્ત્રનો બોધ ને તેમાંની વાતો પરમેશ્વરના પ્રત્યક્ષ મહાન ગુણોને યોગ્ય જણાય, ને માણસના મનમાં શુદ્ધતા ઉપજાવનાર હોય, એ પહેલુ પ્રમાણ છે.

(૨) શાસ્ત્રના પ્રગટ કરનારા એવા જોઇએ કે તેઓ ઇશ્વરી શક્તિથી, ચમત્કારો કરીને પોતાના વચનની સાબિતી કરી શકે, એ બીજું પ્રમાણ છે

જો કોઇ શાસ્ત્ર પ્રસારક એવો ચોક્ખો દાવો કરે કે એને સાબિત કરવા માટે મારી પાસે કે મારામાં ઇશ્વરી શક્તિ છે, તો તેની વાતોની તપાસ કરવામાં આવે, ને તપાસ કરતાં જો ખરૂં ઠરે તો તે શાસ્ત્ર ઇશ્વરદત્ત ને વિશ્વાસ લાયક ઠરે. જો એવુ શાસ્ત્ર પૂર્વ કાળથી પ્રમાણિક ને વિશ્વાસ જોગ વાતોથી સાબિત થાય તો બુદ્ધિવાન તેની પરીક્ષા કરી જુએ, ને જો પાપી માણસને વાસ્તે તારણનો માર્ગ તેમાં દર્શાવેલો હોય તો બધા મુક્તિના શોધકોએ તેને પકડીને તેના કહ્યા પ્રમાણે ચાલવુ એ અવશ્ય ઉચિત છે.

વેદવિદ્વાન—શુ આપની પાસે એવા શાસ્ત્રના સમાચાર છે? એવુ કોઇ શાસ્ત્ર છે કે જે આ બે પ્રમાણોથી સાબિત થઇ શકે છે?

સત્યાર્થિ—હા, એ શાસ્ત્ર કે જેનો પૂર્વ કાળમાં ઇસુ મસિહ, એટલે ઇસુ ખ્રીસ્ત પ્રસારક હતો તે આ બેઉ પ્રમાણોથી સપૂર્ણ રીતે સાબિત થાય છે. તેમાં કોઇ પણ એવો તાત્પર્ય કે વૃત્તાંત જોવામાં નથી આવતુ કે જેમાં પ્રભુના ગુણોને કાંઇ એબ આવે. તેના પ્રત્યક્ષ ગુણોને વધારે તેજોમય કરે છે, પણ તેમાં કશીએ વિરૂદ્ધતા આવતીજ નથી. એનો પુરો અભિપ્રાય માણસના મનની શુદ્ધતાને અનુકુળ થઇ પડે એવો છે, અને અનેક મજબુત ને સબળ પ્રમાણોથી સાબિત છે કે, ઇસુ ખ્રીસ્ત જે આ વચનોનો પ્રસારક ને વક્તા હતો તે પોતામાં ઇશ્વરી શક્તિ રાખતો હતો. એટલે તે પોતેજ ઇશ્વરનો સત્યાવતાર હતો. એના જીવનચરિત્રના શાહેદો, એટલે નજરો નજર જોનાર, તેમણે તેજ વખતે તેજ લોકોના દેખતાં ને સાંભળતાં તે પુસ્તકો લખ્યાં; અને અનેક ખુલ્લાં, ને પ્રત્યક્ષ લક્ષણોથી એ પણ સાબિત કીધુ કે, અમે તેના સામર્થ્યથી બીનસ્વાર્થિ પુરૂષો છીએ. તેથી હમારી સાક્ષી વિશ્વાસ જોગ છે. અમે ભૂલ કરી નથી, ને કોઇને ભૂલ પણ ખવડાવતા નથી, ને કોઇને ધોકો દેવાની હમારે કશી જરૂર પણ નથી. એમનાં પુસ્તકો તેજ વખતે દુનીઆમાં ફેલી ગયાં હતાં, ને તે વાતનું પ્રમાણ તે વખતથી માંડીને આજ સુધી બીજાઓના વિશ્વાસ લાયક

વચનોથી સાબિત થતુ આવે છે. એ સાક્ષીઓનાં તે પુસ્તકો આજ સુધી જગતમાં મોજુદ છે, ને તેના મતના શિષ્યો તે નિરતર વાચે છે. શાસ્ત્રના પ્રસારકે જગતના પાપનું પ્રાયશ્ચિત્ત પોતાના મરણથી કરીને ત્રીજે દિવસે મૃત્યુ પર જય મેળવીને ઘોરમાંથી જીવતો થઇને ઉઠયો; ને પોતાના શિષ્યોને આજ્ઞા આપી કે, મારા પર વિશ્વાસ લાવવાથી પાપ નિવારણ, ને મુક્તિના શુભ સમાચાર બધી માનવજાતિમાં ફેલાવો. એવાં એવાં અનેક દૃઢ પ્રમાણોથી સાબિત છે કે, ઇસુ ખ્રીસ્તનું એ સત્યશાસ્ત્ર બધી દેશજાતિઓને માટે ગ્રહણ કરવા જોગ છે. પણ આ વખતે હુ તમને એ શાસ્ત્ર કે જેને દયાસાગર સર્વજ્ઞાની પરમાત્માએ પોતાના વહાલા લોક, જે દુઃખી, ને સત્યથી ભટકી ગયેલા છે તેમને પાછા પોતાને ઘેર લાવવા માટે ભોમિયા તરીકે આપેલુ છે, હા, તે દીવા, ને જોતરૂપ છે, હાલ તે વિષે કઇ વધારે કહી શકતો નથી. જો ઇશ્વરની ઇચ્છા હોય તો આશા રાખુ છું કે કોઇ બીજી વાર સત્યસવાદ કરીને આપને માટે તે ઇશ્વરી શાસ્ત્રનો અર્થ ને પ્રમાણ પણ બતાવીશ. એટલામાં આપ પ્રભુની પ્રાર્થના કરતા રહેશો, કે તેની દયાથી આપનું મન નિષ્પક્ષ થઇને તે શાસ્ત્રના સમાચાર સાંભળવા સારૂ તમને તૈયાર કરે, કેમકે તમારે ને મારે માટે અનંત જીવનની વાતો છે. તે આશા પ્રભુ પૂર્ણ કરો. તથાસ્તુ.

એટલી વાતો સાંભળતાંજ વેદવિદ્વાન મોટા આદરભાવથી સત્યાર્થિને પ્રણામ કરી વિદાય થયા, ને અમે પણ પોતપોતાને ઘેર ચાલ્યા ગયા. ત્યાર બાદ થોડાક દિવસ પછી એ બેઉ મહા પડિતોનો ફરી બીજી વાર સત્યસવાદ થયો, ને સત્યાર્થિએ વેદવિદ્વાનને સારૂ "ઇશ્વરપ્રેરિત સત્યવેદ" જે ખ્રીસ્તીશાસ્ત્ર છે, તેનું તથા તેનાં પ્રમાણોનુ સપૂર્ણ રીતે વર્ણન કરી બતાવ્યુ. તે વખતે પણ હુ હાજર હતો અને તેમના સવાલ જવાબનું વૃત્તાંત મતપરીક્ષા નામના ગ્રથના બીજા ભાગમાં લખ્યુ છે.

---